# ભક્ત શિરોમણી.

ભજન સંગ્રહ.

દશ અવતારની આરતી સહીત.

---

રચી છપાવી પ્રસિદ્ધ કરનાર.

બુકસેલર મગનલાલ મોરારજી.

ઠે. લીંબડીચોક—વડોદરા.

આવૃતી ૧ લી    સને ૧૯૧૦    પ્રત ૨૦૦૦

---

અમદાવાદ પીરમશાના રોઝા પાસે શ્રી સત્યસાગર પ્રીન્ટીંગ

પ્રેસમાં પટેલ પોચાભાઈ ચકુભાઈએ છાપ્યું.

કીંમત આઠ આના.

# ગણુપતિનું ભજન.

રણુ જણુ રણુ જણુ ચાલો મેરે દાતા, દયા ભાવે મન ભોળાજી.
સુદ્ધ બુદ્ધ નારી તારા ચમળ ઢોળે દાતા, મેહેર કરોને મોરારીરે,
રીઝયા ગુરૂદેવ સુંઢાળા, ખોલ્યા મારા રૂદીયાના તાળાં,
પારવતીનો પુત્ર તો કહીયો દાતા, પીતા શંકર દેવા. રીઝયા ગુરૂ દેવા૦
ગ્રંથ સીંદોરનો ચડે રંગ ચોલા, કંઠડે ફુલડાજી માલાજી;
કાનમાં કુંડલ ઝળકતાં આવે હે દાતા, દરશન દીઓને દેદારા રીઝયા૦
સંત સાધ કેરા ઝાજ બનાવદે, જ્યામે બેઠાહે ગુરૂ મેરાજી,
કાયા બેડી પ્રભુ પાર ઉતારો હે દાતા, સુન સખરગઢ ઘેર્યોરે. રીઝયા૦
રેવાદાસ કેરી સેવા બનાયલે, હરદામાં હુવા અજવાળાજી;
ભાવદાસના બોલ્યા રામદાસ પ્રગટ કરોને પોકારા.

## શ્રી રામચંદ્રાય નમઃ

આજ સખી હુંતો આનંદ પામીરે;
અવધ વસે અંતર જામીરે, ચાલો જોવાને જાઇએ—ટેક.
દશરથ નંદન આનંદકારી, મુરતી સુરતી મનોહારીરે. ચાલો૦
કાને છે કુંડળ મકરા કારે, માથે મુગટ ધર્યો ભારેરે. ચાલો૦
બાયે બાજુબંધ બેરખા સોહે, જોઇને મનડું તો મોહેરે. ચાલો૦
રઘુવંશી રાજા છે રામ રૂપાળા, કંઠે ધરી વનમાળારે. ચાલો૦
ઘર ઘર પ્રત્યે અવધપુર માંહે, આનંદ ઓચ્છવ થાયરે. ચાલો૦
વિધ વિધ જાતનાં વાજીંત્ર વાજે, અવધ ગાજેછે અવાજેરે. ચાલો૦
વામ ભાગે સતી સીતા બીરાજે, દક્ષિણે લક્ષમણ રાજેરે, ચાલો૦

સહીત ભરત શતરૂઘન ભાઇ, મારૂતી રછા કર સાહીરે. ચાલો૦
સામ મેઘ સમ રામજી રાજે, લલીત વર સીતાજી છાજેરે. ચાલો૦
રાજીવ લોચન છે રઘુરાય, નીરખી સામ ન્યાલ થાયરે. ચાલો૦

## મુળદાસનાં.

વચનને વીચારીરે સંતો તમે ચાલજોરે,
હરે ભાઇ એછે મોટાનો મર્મરે
ભાવને અમરતમાંહે વીખ લઇ ઘોળીયુંરે,
હારે એનું કોટીક એસે કર્મરે,
જીવો સેવો સ્વામને સ્વામને સેવોરે,
નકલંગી નામને જીરે સેવો સામને;
મળીને સાકરરે લઇને નાખે દુધમાંરે,
હરે લઇને પનંગને પાયરે;
વશીયરની ટાઢેરે વીખ ઘણું નીપજેરે,
હાંરે ભાઇ પંડ પડે કાં જીવડો જાયરે. જીરે૦
ગંગાના જળ વહે અતી નીર્મળાં રે,
હારે એને વાધ પ્રાશ્ચીત જાયરે;
ગળીને બળીરે જળ કેરા જોગમાંરે,
હાંરે ઇતો દેભીક જળ કેવાયરે.
મહીને મથ્થે નવ્યે નીધ નીપજેરે,
હાંરે ભાઇ પાણી મથ્થે શું થાયરે;
લુંણતે ભળ્યુરે મહી કેરા માટમાંરે,
હારે એતો ગરથ સમુળગો જાયરે. જીરે૦
અણુને કણુરે પડયું જેની આંખમાંરે,

હાંરે એને જાયા તણું સુખ જાયરે,
દવને આંજણુંરે ગુરૂએ આંજ્યું આંખમાંરે,
હાંરે એના નેતર નીર્મળ થાયરે.
રતનની જતનરે સંતો તમે રાખજોરે,
હાંરે જેમ માજન સંગરે માલરે;
ખાઓને ખરચોરે વીગત વાવરોરે.
હાંરે ભાઇ ડાહયો થઇને દલાલરે. જીરે૦
શવેને અમરતરે પીધું બેસી પાંતમાંરે,
હાંરે છલ કરી સનમુખેરે;
અંતસકરણુરે જેનાં નહિ ઉજળાંરે.
હાંરે ભાઇ દીધું દેવતાને દુઃખરે. જીરે૦
પાત્રને કપાત્રરે એછે પટાંતરોરે,
હાંરે ભાઇ તેથી પમીએ ત્રાસરે;
કલંકને નથીરે નકલંકી નામનેરે,
હાંરે ભાઇ મારાજ કહે મુળદાસરે, જીરે૦

## ભજન.

પંડને વરમાંડમાં જ્યારે વાણી નોતી ભાઇ,
ત્યારે નાદને બુંદ નવ ભરતા જીરે સંતો.
બ્રહ્માને વિશ્નું માહેશ્વર નોતા ભાઇ,
ત્યારે આપે આપ કરતા જીરે સંતો,
જીરે સાચો ધર્મ છે હાં હે સંતો, બારજાભીંતર એક ભમ છે—ટેક
મનમથી માયાએ મગ રચાવ્યો, ત્યારે નાદને બુંદ પ્રકાશો, જીરે૦
પંચ મુદ્રીક્ર લઇને પ્રકટ કીધી ભાઇ, ત્યારે ચાદલોક રચાયો. જીરે૦

મહા મંત્ર લઇને પંથ પ્રકાશો ભાઇ, ત્યારે ઘટ પાટે
પુજા કીધી જીરે૦
ગુરૂજીને બેદને ચારરે વેદ ભાઇ, ત્યારે ભકિત લઇ શિવજીને દીધી જીરે૦
શિવની શકિત મળી ધર્મ ચલાવે ભાઇ, ત્યારે ઉમૈયા
પાટે પધાર્યા. જીરે૦
પાંચે મળીને મહાવત સાધ્યો ભાઇ, ત્યારે નામ ધરાવ્યું
નીજારી જીરે૦
મેરૂ શીખરથી ગંગાળી મંગાવો ભાઇ, ત્યારે વાચેને કાચે
વૈતરણી. જીરે૦
ભગત જુગતને લઇને ઓધરણી ભાઇ, ત્યારે શબ્દમાં
રેણીને કેરણી. જીરે૦
દયા ધરમ લઇ પરમાર્થ પેખો ભાઇ, ત્યારે આપ પણું નવ લેખેજી૦
ગુરૂજી શબ્દે તમે હુઇને હાલો ભાઇ, ત્યારે સર્વે નુરી જન દેખો; જી૦
શબ્દ તીરથ થકી ઉન મુની રેવું ભાઇ, ત્યારે જાત વરણ નવ
ભાળો. જીરે૦
મુળદાસ કે જે નર ભીતર જાગ્યા ભાઇ,
ત્યારે સકળ ધર્મને પાળો. જીરે૦

## ભજન.

જીરે વટાં વડા વાટના વાટને ઘાટેરે
વીલંબ નવ કીજીએરે. ટેક.
સ્વપ્નામાં સુતા રે હરીજન જાગજો.
તારો જનમ પદાર્થ જાયરે,
દેવને દુલભ છે આ દેવતા;

તે પુરણ ભાગ્યે પાય. જીરે વટાવડા વાટના
એવા વાટેને ઘાટેને વીલમ ન કીજીએરે ટેક૦
એવું આપો આપુ અરપીને, પરને પોખીએરે.
તે ભજવા શ્રી ભગવાત,
આતમને પરઆતમ એક કરી જાણજે.
તે દયા રાખો નહી દાન. જીરે૦
એવા પરદેશી પરોણા, આવ્યા ઘેર આપણે.
તે વાયક દેશી વાય એવા જાણોછો પોતાના;
ઇચ્છે પારકાં તે પુત્રને પરીવાર જીરે૦
એવા સરોવરને તાવર પંડ પરમાર્થી,
ખપે સોવેડી ખાય;
એવા નદીયુંના નીર નવસે પોતા તણા.
તે નીર નવાણે જાય. જીરે૦
એવા છતે ને હું તે નવ વાવરે,
એ અણસમજુ છે આથ;
કાયાને માયારે મીથયા કરી જાણજે,
તે સંભારી નહી આવે સાથ. જીરે૦
પંડને પસોરા પોઢયા પ્રાગ પાંદરે,
ત્યાં પંખીડા વસે દોનુ પાસ;
કાળને કબાડી આવ્યો તેને કારમ્યો,
તે નીત્ય પરલેતે નીત્ય નાસ. જીરે૦
સંસારીએ સુતોરે ઘેર્યો લઇ ઘેનમાં,
જેને અન્ય માયારી આસ,

એવા હરીજન ભાગ્યારે, શબ્દ રૂડા સાંભળી;
તેતો મારાજ મુળદાસ ગાય. જીરે૦

## ભજન.

નવધા ભકતી કરો એ સોહંગ, નામ જપો જનમ ભવતરો;
ગુરૂ ગણપતી ગુરૂ ભંડાર, તો ગતરે મુકિતના દ વાર;
તો નીગમ કહે નીરધાર જીરે નવધા ભકતી.
પ્રથમ નામે પ્રહેલાદ ઓધાર્યો, કેથન નારદને પ્રતાપે.
નરસીંહરૂપ ધર્યું નારાયણે, તો પરીક્ષક પ્રેગટાયા છે આપે જીરે૦
હાથ જોડીને હનમાનજી ઉભા, તો રામ કેરા નીજ વાસા.
વાચે ને કાચે કેવળ ભકતી, તો રામજીના ચરણની વાસા. જીરે૦
તો પ્રતીવૃતા પદ દાસીજી; એ નીજ ધર્મ કર્યો નારાયણે,
તો અખંડ મુર્તી અવીનાશી. જીરે૦
સખારે ભાવે અરજુને સુખ લીધુ તો કૃષ્ણ ઉપશન કીધું;
માહા કલ્પાંતે પંડવ ઓધાર્યો, તો ભકતી અભેપદ દીધી. જીરે૦
અકૃડને જ્યારે ભમર ભાસ્યો, તો આતમરૂપ છે એક,
કૃષ્ણ વીના બીજુ કાંઇએ ન ભાસ્યું તો વેદ પુરાણે વીવેક જીરે૦
શ્રીમદ ભાગવત સુકદેવે કહયું તું, તો પ્રીછકને રસ પંના;
નામ લેતાં અભેપદ પામ્યારે, તો વૈકુંઠનારે વર્દ્ધમાન જીરે૦
સવારે પુજા પથુરાએરે કીધી, તો બળ રાજા આપ નીવેદી;
મુળદાસ કહે કોઇ મહા સંત જાગ્યા, તો નવધા ભકત નીવેદી જીરે૦

## ભજન.

લેવાય તો રામ નામ લેજોરે, નીકર મુન રઇએ હો બંદા
વનિરામાં રહીને વનફળ ખાતા, વિના પાલવમાં પડયા રઇએરે હે૦
સાધુ સંતની સેવા કરીએ, સાધુના સંગમાં ભળીએરે. હે૦

આરે સંસારીઓ વહ્યા જાય છે, તેની સંધાતે નવ જાએરે. હે૦
કહે મુળદાસ વેદની વાણી, રૂદીયા કમળમાં લઇએરે. હે૦

## ચુંદડી.

સુંદરવરની ચુંદડી મહી છે આતમારામનો આંક ઓધારણ ચુંદડી.
તપ તીરથ મેં બહું કર્યાંને વરત કર્યા અપાર;
ભગવત ભવાની બહુ ભજ્યારે મારે હરીવર મળવાની આશ સુ૦
બ્રહ્માએ બેણ વાવીઆ ને, વીણે ચારે વેદ;
સનકાદીકે સુતર કાંતીયાંરે, તેનો કોઇ ન જાણે ભેદ. સુ૦
ત્રીગુણે તાંણ્યો તાંતણોને માંહી પ્રેમના રસ પ્રાંણ,
નુરત સુરતની નળી ચાલીરે, એના વણનારા સત સુજાણ સુ૦
ચારે મુગટના ખુટા રચ્યાને માંહી તાંતણાના રંગ પાંચ,
ચોવીશુ સાળે ચડયુંરે, માંહી છે વિવેક વિચારનું રાસ. સુ૦
વીદુર વ્યાસે રંગી ચુંદડીને, સુખદેવે પાડી ભાત;
બહુ બુધ્ધાએ બુટા જડયારે, એય જુજવી જુજવી જાત. સુ૦
ગુરૂએ ઓઢાડી મને ઘાટડીને, ઉપર સુંદર શ્રીફળ ચાર;
શ્રીગુણ સાથે સગાઇ કરીરે, મારા પુન્ય તણો નહી પાર. સુ૦
વીવેકે વીવા રચ્યાને, માંહી વૈરાગનારે લગન;
પ્રભુજી પીયુ પધારીઆરે, મારૂ મોહે ભરાણુ છે મન. સુ૦
મન કરમ વચને માયરૂને મેં મેલી લોકની લાજ,
હાથેવાળો હરીશું ગ્રહયોરે, મધ્ય મંડપમાં માહારાજ. સું૦
ચારે ને જુગની ચોરી રચીને માંહી મન છે ખેતરપાળ;
આત હુતાસન પ્રગટીઓરે, માંહી છે વાણી તણી વરમાળ, સું૦
કર્મ કાષ્ટનો હવન કીધોને, મંગળ વરત્યા ચાર;

પીતાજીએ દાન બહુ દીધારે, અમે કોડે જમ્યારે કંસાર. સું૦
શતો રંગ રેણી તણો ને, એનો પુરણ લાગ્યો પાસ;
અનંત જુગે રંગ નહિ ઉમટેરે, વાણી ગાય છે સંગમુળદાસ.સું૦
અખંડ એવાતણ વર હું વરીતે, પરણીને રાખ્યા પાસ;
જે જન ગાએ સુંદડીરે, એવો વઇકુંઠ હોજો વાસ, સું૦

## દેવાયત પંડિત.

હે વીરા પાત્ર પરખ્યા વિના સંગ નવ કીજીએજી.
ઓલા અજ્ઞાની ઉપાધી કરશે. ટેક.
હે વીરા હેમનો ઠરેલ એક ઊંદર હતોજી.
તેને હંસે પાંખમાં લીધો;
સસીયર થયો ત્યારે પાખું સંધારી,
પાખું પાડીને અળગો થયો; હે વીરા૦
હે વીરા સજીવન મંત્ર એક વિપ્ર ભણ્યો;
તેણે મુવેલો વાઘ જીવાડ્યો;
હે વીરા ઇ વાઘે ઓલા વિપ્રને માર્યો;
પડકારીને પેલે થાપે; હે વીરા૦
હે વીરા દુધ સાકર લઇને વણીયર શેસ્યો;
તન મનથી વીખ નવ છાંડયો; હે વીરા૦
હે વીરા ભવના ભુલ્યા નર હીંડે ભટકતાજી;
ભલે વાંચીને વેદ સંભળાવે; હે વીરા૦
એના લેખ લખ્યા છે અવળા;
દેવલ ચરણે દેવાત પંડત બોલ્યાજી;
ઇતો સમજ્યા તે નર સવાલા. હે વીરા૦

## ભજન

પેલા પેલા પાન ફરકશે, નદીએ નાહી હોય નીર;
ઓતર થકીરે સાયબો આવશે, મુખ્ય હનમો વીર.
દેવાયત પંડીત દાડા દાખવે; સુણ લે દેવલ દેનાર.
આપણા ગુરૂએ સત્ય ભાંખીયું; જુઠડાં નહીરે લગાર.
લખ્યાને ભાખ્યારે સોય દીન આવશે.
ધરતી માથે હેમર હાલશે, સુના નગર મોઝાર;
લક્ષ્મી લુંટાશે લોકો તણી, તેની કાંઇ રાવને ખુમ. દેવાય૦
પોરારે આવ્યો સંતો પાપનો, ધરતી માગેરે ભોગ;
કેટલાક ખડકે સંહારસે, કેટલાક મરશે રોગ દેવાય.
ખોટાં પુસ્તક ખોટાં પાનીયાં, ખોટાં કાજીનાં કુરાન;
અસલજાદીરે ચુડો પહેરશે એછે આગમનાં એવાણ. દેવાય૦
જતી સતીને સાબરતી, ત્યાં હશે શુરાના સંગ્રામ;
કાયમ કાલીંગને મારશે, તે નકલંક નામ. દેવાય૦
કાંકરીએ તળાવે તંબુ તાણસે, સો સા ગામોની સીમ;
રૂડી દીસે રળીઆમણી ભેળા અરજુન ને ભીમ.
પશ્ચીમ દીસાથી સાયબો આવશે, આવે મારો જુગનો જીવન;
કળીજુગ ઉથાપી સત્યજુગ થાપશે તે બોલ્યા દેવાયત પીર દેવાય૦

## ભજન.

ગુરૂ તારે પાર ન પાયોરે ન પાયોરે
પૃથ્વીના માલેક તારજો હોજી;
હાંરેહાં ગવરી પુત્ર ગણેશ દેવને સમરોજી,
સમરૂ સારદા માંય; મેં વારી૦

હાંરેહાં જમી અસમાન મુળ વિના માંડુજી હોજી.
થંભ વિના આભ ઠેરાવ્યોરે. મેં વારી૦
હાંરેહાં ગગન મંડળમાં બાલક ખેલેજી હોજી.
બાળક રૂપ સવાયોરે; મેં વારી૦
હાંરેહાં સુનશીખ્ખર ગઢ અલક અખેડાજી હોજી.
વરસે નુર સવાયોરે. મેં વારી૦
હાંરેહાં જળહળ જ્યોત્યું દેવા તારી જળકેજી હોજી.
દરશન બીરલે પાયોરે; મેં વારી૦
હાંરેહાં સુબીજુનો ચેલો દેવાયથ પંડીત બોલીયા હોજી.
સંતનો બેડલો સનાયોરે મેં વારી૦
ગુરૂને ઓળખ્યાજી હોજી, સ્વામી તારો પાર ન પાયોરે.
પાર ન પાયો જીવન ઠાકોર તારો પાર ન પાયોજી મેં વારી

## જેસલ.

નહી મેરૂ નહી મેદની, નોતા ધરણીને આકાશ;
ચાંદોને સુરજ દોય નહોતા, તેદી ધણી મારો આપો આપ.
પીરને પોકારે મુજા ભાલરા સતી તારો ધર્મ સંભાળ.
પોતાના પુન્ય વિના પાર નહિ ગુરૂ વિના મુકિત પણ નોયપીરને.

## ભજન.

વારેવારે કહુ મારા દીલડાની વાત, જાડેજા કરીલે ભલાયુ,
થોડા જીવણારે જેસળજી;
હળખેડ તો મે તો હાલીને મારયો, પાદર લુંટી પાણીયારી;
કાઠીરાણી પાપ પ્રકારો, ધણી આગળ જેસલજી. વારેવાર.
તોરણુ આવ્યો મોડબંધ મારયો પીઢીયાળાનો નહિ પાર;

કાઢીરાણી પાપ પ્રકાશો ધણી આગળે, જેસલજી. વારેવા રે
ચોવીસ વરસ લગી ચોરીયું કીધી,
અમારા અવગુણનો નહિ પાર,
કાઢીરાણી પાપ પ્રકાશો ધણી આગળે; જેસલજી. વારેવારે.
આવા આવી અતીકી જમાત જાડેજા,
તેમાંતો સાયબો મારો આવીયો,
અવર બાવાને ભગવો ભેખ જાડેજા;
શાયબાને પીતાંબર પાઘડી. વારેવારે
રોજાંચરે નવલખ જાડેજા, તેમાં તે સાયબો મારે આવીયોરે
અવર રોજાને ઘાસ જાડેજા,
સાયબાને સોનેરી શીંગડી; વારેવારે.
અવર રોજાને ઘાસ જાડેજા સાયબાને કસ્તુરી કેવડોરે;
જેસલજી બોલીયા તોળલ કાઢીરાણી જાડેજા,
બોલ્યા તે પીરહુદી પાંખડીરે. જેસલ વારેવારે.

## ભજન આગમ.

શબ્દોના બાંધ્યાં સંતો શું કરે, પુરા સાધ્ય હોય ત્યાં જઇ મળો
વાયક આવ્યોરે સંતો દો જણાંરે, ત્રીજુ કેમ સમાય;
પંથ ઘણો જાવું એકલું એ પાળા કેમ ચલાય. શબ્દો.
શોના કટારી સતીએ કર ધરી, પાળી માંડી છે પેટ;
કુખ ખેદી કુંવર જનમીઓ એ જનમ્યો માજમ રાત. શબ્દો.
હીરની દોરીનો બાંધ્યો હીંચકો, બાંધ્યો આંબા કેરી ડાળ;
પવન હીંચોળા હરી મોકલે, આલમ તારો આધાર; શબ્દો.
બાઇ પડોશણ મારી બેનડી, રોતાં રાખને નાનાં બાળ;

અમારે જાવું ધણીને માંડવે; તારા કેશુ જારને જુહાર શબ્દો.
ત્યાંથી તોળી રાણી ચાલીયાં, આવ્યાં વનડાં મોજાર,
વનમાં વસે એક વાંસરી; ઠેકે મોટેરા ઠેક; શબ્દો.
ત્યરે તોળી રાણી બોલીયાં સાંભળો વનડાના રાય;
ઉરે વળગાડી તારાં બચડાં રખેને ભુલતી ચોટ; શબ્દો.
મારાં બચડાં મારી ઉરમા તોળલ ત્યાં તાયરાં સંભાળ;
કોળીયા અનને કારણે, પુત્ર તારો આંબાની ડાળ; શબ્દો.
પુત્ર સંભાળી પાનો ચડયો, અગડે વાપી છે પીડ;
થાન હતાં સતીનાં થરહમાં, પડતાં છાંડયાં પ્રાણ; શબ્દો
ગરથ ગણી ગાંઠે ધરો; એ તોળલ છાંડયાં પ્રાણ.
અધવચ ધોરી ડુલ્યા, એનો સ્યો દેશું જવાબ. શબ્દો.
જેસલ ગાંઠડી ઉપાડીયાં ચાલ્યાં ધણીને દુવાર;
સામા મોહોલ મહારાજના; દીપક રચીઅલચાર; શબ્દો.
ગતમાં ગાંસડી ઉતારી, હે ઉઠો તોળલ દેનાર,
તમો જાગ્યે જમો જામશે; બોલ્યા જેસલરાય. શબ્દો.
ગાય શીખે સુણે સાંભળે; તેનો વૈકુંઠમાં વાસ;
સાંસટીયા કાઠીની વિનતી જાગો ગોળલદે નાર. શબ્દો.

## ભજન.

પીરકેવરાણારે; જેસલનેતોળી ભાઇ, સીધ કેવરાણારે જેસલને તોળી૦
જેને દલડે ભાંત કોઇએ ન આણીરે
આલા હો જુગમાં સીધ્યા પીર જેસલને તોળી દોઢ૦
બીજડી થાવરને જ્યારે જામેયા રચાવ્યોરે હાં૦
ધણી કેરા પાટ મંડાણોરે હાં૦

માજમ રાતના હુવામ છદા, ત્યારે ચોરીથી કોધે આવ્યોરે અઇ હાં૦
તોળીને ઘેર જ્યારે જામૈયા રચાવ્યોરે હાં૦
અને કાકીડે કીધી કમાણીરે ભાઇ,
તોળી ઘોડી લઇ જેસલને સોંપ્યાં;
ત્યાં સાહેબ સંઘાતરે. અલા હો૦
ચોવીશ વરસ સુધી ચોરી કીધીરે હાં૦
અને ઘણેરા જીવ સંતાપ્યારે;
ધોળાં આવ્યાં ત્યારે ધણીને ધાર્યો;
ત્યારે મંદીર પધાર્યા મોરારી અલા હો૦
અકલ ખેતરમાં કોણ નર સીંધ્યા,
જેસલને પીર જેતોરે ભાઇ;
અંજારમાં અજેપાલ સીધ્યા,
ત્યારે તોળલે ત્રણ નર તાર્યારે. અલા હો૦
બીજ હતું તે સાધુ મુખ વાવઙૂરે હાં,
અને વેળુ વાવી ઘેર આવ્યારે;
એક નને હુઇ અલખ આરાધ્યો,
ત્યારે સાચા મોતી ઘેર લાવ્યો. ૨ ૯૮
ઉંચા મોહોલને તે પર આંબલી હાં,
અને નીચા ગંગાજલ પાણીરે;
માલદે કોટવાલે ઉભા આરાધ્યો.
ત્યારે જેસલ તોળી નર વાણીરે,
અલા હો જુગમાં સીધ્યા પીર જેસલ તોળી;
દલડે ભ્રાંત કોઇએ ન આણીરે હો, અલા જુગમાં.

## ભજન આગમ.

કાળ ક્રોધ મન માયાલાને વારીરે, સાધુ ધરમ સંભાળો સ્હોજી;
મનવતિ બાવો શું સમજાવેરે, પવન વેગથી ન્યારોજીરે સંતો.
આઠ કુળ પરવત ધરા જેમ ધુજેરે,
ભેળા હનમો હશેરે હોજી. કાલ૰
દશમે દરબાર ગુરૂએ દયા વરતાવીરે,
રણ વગડામાં ગરૂએ રમતું માંડીરે;
પાપી પરલે હોશેરે હોજી. કાલ૰
મનના માન્યા ગરૂએ મેઘ વરસાવ્યા.
ત્યારે પડઘે કાળીગો ભાગ્યોરે હોજી. કાલ૰
નાગરવેલે નિત્ય ફળ હોશેરે,
એવા વાંછ્યા વધારો બાવો કરશેજીરે સંતો;
એ અમરફળ સાધુ ધરે હાંસે ત્યારે,
ત્યાં કાળીંગાને મારીરે હોજી. કાલ૰
મેં પણ લોભી મેં લાલચુ રે,
ચરણાંગત સ્વામી તારીરે જીરે સંતો:
સઘળા પંડિતના ગુરૂ દેવાયત બોલ્યોરે,
મેં આધીનતા તારીરે હોજી. કાલ૰

## અખો,

એક દીન એસો આવશે તે સબળ મારા રૂદીયામાં સાલેજી,
સગાંરે મીત્રને કરાણે, કોઇનું જોર નવ ચાલેજી;
કઢે કડે એને સૌ કરે, જાણે જન્મોજ મોતોજી. એક૰
ઘટનો ઘુંઘટ અળગો કરો રોકયા દશે દરવાજાજી;

કાળે કાયાનો ગઢ ઘેરીઓ, રોકયો દેહનો રાજાજી. એક૦
સોળરે વરસની સુંદરી ઉભી ટગમગ જુવેજી,
આરે કાયામાં હવે કાંઇ નથી ઉભી ધ્રુસ્કે રવેજી. એક૦
વેઢ વીંટીને સાંકળાં, વાની વીધના વાગાજી;
કુટુંબ મળ્યું સહુ સામટુ સર્વે લુટાવીને લાગ્યાજી. એક૦
એની વલામણ શેરીએ માતા ઝાંપેથી વળશેજી;
સગાંરે સગાંરે તમે શું કરો, સગાં વળાવી વળશેજી. એક૦
સગાંરે વન કેરાં લાકડાં આવાં ભેળાં બળશેજી,
કોના છોરૂ ને કેનાં વાંછરૂ કોના મા અને બાપાજી. એક૦
અંતકાળે જાવું એકલું, સાથે પુન્યને પાપજી. એક૦
એક નહિરે ત્રાયો૦ નહિ તુબડા, નહી કાંઇ ઉતારાનો આરોજી
કરજોડી અખો એમ બોલીયાં પ્રભુ મને પાર ઉતારો. એક૦

## ભજન

આજદન લેખ લખાયો રહ્યાં, ઘેર આવો સતગુરૂ સાધરે;
કરમલ વેલડીના કાગળ કાચ્યા, દુર કર્યાં અપરાધરે હાં.
રામનામ નીજ મંત્ર સુણાવોરે, શબ્દ શુણાયો આર ધરે;
વચન સુણાવા કહ્યુ ભેદ સુણાય, સુણાવો અનહદ અનહદ. આ૦
અર્થ કીધો પરમાર્થ કીધો, લીધો પેથીનો સ્વાદરે;
મોરી શંકા ગઇ હજુરમાં, લખાવો ભલી કરી ફરીયાદરે આજ;
સતગુરૂ સાચા મળીયા, જેને બતાવ્યા નીજ જ્ઞાનરે,
દયા કરી અમને દરશન દીધાં મેરૂ કરી મહારાજ આજ૦
સુના મંદીરીઆમાં સતગુરૂજી બેઠા ધરી એકાંતે આરાધરે;
ભુતનાથ ચરણે ભણે અંબારામ, મેલી દીયો નુગરા સેવવા આજ.

## ભજન

ચેતન ચેતજોરે હાં આવ્યો તારો મુખ્યા જનમ અવતાર. ટેક.
સ્મરણ કરીલે જીવડા સભાગીઆને,
પ્રભુને ભજોતો ઉતારો પાર. ચેતન૦
કાયા કાગદ જેસી કોટડીનેરે, ભરીએલા અનગળના બારરે;
કાયા બેડી તારી બુડવા લાગીને, સંત ઉતારે ભાવપાર. ચેતન૦
હરીના નામના હાટજ મંડાવેને, ભકતીનો કરો વેપારરે;
વીઠલ નામની વસ્તુ વેરોરે તોલાં રાખો ટેક શાલરે. ચેતન૦
ધીરજની તમે ઢાલ બાંધોને સચની બાંધો તરવારરે;
રામ નામ બગતર પેરોને માયલા કાળીંગાને માર. ચેતન૦
માત તાત તારાં કુટુંબ કબીલાને ઘરે સકળવંતી નારરે,
હર તુઠયા એને સુખજ આપેને, જમવા આપે ઝાઝાજાર ચેતન૦
સેજ તળાયુને અવલ ઓસીકાને ધન દોલતનો નહી પારરે;
આંહીનું ધન્ય તારૂં આંહીજ રહેશેને સાથે નહી આવે,
તલભારરે. ચેતન૦
દેવાય તો તમે અંન દાન દેજોને, ભરીયા ગરથ ભંડારરે;
ભુતનાથ ચરણે ભણે અખીયોને, સત વચન છડીદાર. ચેતન૦

## ભજન

આતમ એકછેરે હાં ઓદર એક ખાંણરે,
બાર આવ્યા પછી ઓતમ, મધ્યમ છે તાણુ વાણુરે. આતમ૦
ભાઇરે બ્રાહ્મણથી ત્રીવૈસ્ય, સુંદર ભાખ્યાં છે વરણ ચાર,
સોનું સરવે એક છે, એના ઘાટ ઘડયારે અપાર. આતમ૦
ભાઇ મેલો મનતાને; કાળો સંસરે પરહરો ને પાખંડરે;

શેરડી સરવે એક છે, ગોળ સાકરને ખાંડ. આતમ૦
હાથી કેરાં હાડકાં, કેવાય સવાસણ નારરે;
નાવણ ચોકો નીત્ય કરે, એના જોજો અવળાએ ન્યાય આતમ૦
નવસે નવાણું નદીયુના નીરજ ચાલ્યાંને જુજવા જુજવાતે જાયરે.
આદ શરવાળે સૌએક છે, એના નીર પોચ્યાં નવાણુ. આતમ૦
આચારીને સદાય અવગત, મુગી શોધ્યા વિના ભ્રણરે,
કહે અખો માતમ રૂપ વિના કેમ કરી છુટશો કરમ. આતમ૦

## ભજન

જીતો જ્યારે જાણીએરે હાં એડી રોયાનો હું હું કારરે;
કાળના નું તો કટકા કરજેરે, માથું કાઢયે દેજે મારરે. જીતો૦
પેરણના ધનુષ દયાની પરણશુંરે, ભંજન ભલકારે સારરે;
સંત શમશેર ખમાં ખડગ, લઇને ઝુંજે એમ જુઝાર. જીતો૦
પ્રેમના બખતર નવ શીખ પેરોનો વાગે નઈરિ વીકારરે;
રામનામ સ્મરણુ કરી લ્યોને, દીપસે ધણી દરબાર, જીતો૦
મરગ ભોરાંગ ચળીને ખંતે મળ્યા ખુવારરે,
તુંતો મનને મેલીશમાં એકતાર, શીલ બંધુક સંતો હારરે, જીતો૦
જ્ઞાને ગોળારે સારરે, માર મમતાને મટે સંસે તારા.
સમજીને ખેલ સીકાર, સામા સામા મેલો મનના ભામારે. જીતો૦
હાથ કરો હથિયારરે; ચેતન ચોકીમાં ચોર ન લુંટેયે;
કબુલ કરશે કીરતાર, જીતો૦
પારકું ધન્ય તમે જાણોરે મસાણ ભોમી સારરે,
આકાશ રોજી તારી ઉતરે: તારા આહારતો નાંવે પાર: જીતો૦
વસમી છે ધાટીને ઉતારો મારરે હરખ શોક હજારરે

જગત જળી હેરઇછે બળી તેનો ડાગ લાગે લગાર. જીતો૦
બળી તેનો ડાગ ન લાગે લગાર. જીતો૦
જ્ઞાન ઘોડાને સાચ દોડાને તેપર થાઓ અસ્વારરે;
ભુતનાથ ચરણે ભણે અખૈયોરે ખેલ છે ખડાની ધાર. જીતો૦

## ભજન આગમ.

જોત્યેને પાટેરે જામો જાગશે, મળશે વરણ અઢારરે;
મોટા મોટા મુનીવર આવશે બેઠા આસન વાળીરે;
વીરા મારા વાડીયું વધાવીયું
સાચા સત ગુરૂ મુનીવરને સેવીએ;
ચંપો મરવોને રૂડો કેવડો લીલી નાગરવેલ,
ફાલી ફુલીને ફલ જામશે.
મેલો મનડાની આંટીરે. વીરા૦
સામટા સ્વાય તમે કાંકરો ફલ ખાઓને વેચીરે,
આવતા અભ્યાગતને ઓળખો.
જીવડેરે આંખ્યું વીચીરે, પાખંડ મેવીને થાઓ પધાસજી વીરા૦
માન રાખોને દરીઆરે.
ત્રેલા વાલા શું તાંણુશે, ઘર લેશે ઘમળારે વીરા૦
રણુનો રાહો ત્યાં રણ ચડયો, દલ સામા ડગલાંરે;
શીશ પડે વાંકા ધડ લડે પાછાં ન ભરે પગલાંરે વીરા૦
છડીયું વાળરે ચડી ચાલશે કેમ પોગાશે પાળારે;
ભલીયું વાળા જ્યારે ભેટશે, કાયર દેશે મો ટાળારે. વીરા૦
પારકાં ભોજન તમે કાં જમો; જમતાં લાગેછે મીઠાંરે વીરા૦
તલતલનાં લેખાં ધણી માગશે જડશે ઝાઝા જુતારે

નેવુંરે પરમેશવરના પંથમાં, ખેલવું ખાંડાની ધારરે.
ભુતનાથ ચરણે ભણે અખૈયો, માયલા મણુજરને મારોરે, વીરા૦

## જીવણુદાસ.

સમજ મન તું સોયનર ધેલા, આવ્યો વાયદો અડેકડે (૨)
રામ નામની છડીયું ચાલે, સીચંણો અજ્ઞાન ચડે;
પલમાં પ્રાણી પકડી લેશે જેમ પંખીમાં બાજ પડે;
તુને ધુત્યોને મુને ધુત્યો પરનારી સું પ્રીત કરી;
એ દહાડા પ્રાણી દલમાં રાખો, અંતકાળે એ આડા ફરે સમજ,
છાની વાતો ચોડે ધાડે, ધારણુ વિનાની નાવે ધડે.
સંતની સેવા જ્ઞાન ગરીબી, એ જુગટીયાના નહિ જડે. સમજ.
જગજીવનસેં જગડો લાગ્યો, અનેક ભુપતાયંન ભડે,
દાસ જીવણુ સતો ભીમને ચરણુ, તે પ્રતીત હોય તો પાર પડોસ.

## ભજન.

હીસ્લો લાધ્યો મુજ રાંકનેરે, ક્રોડી એનાં મુલ કેવાય;
ઝવેરી મળેથી એના પારખ્યા, એના મુલ તો મોંઘેરા થાય.
વરતવ જોઇ વસ્તુ વોરીયેરે હાં, જેમાં અવગુણુ નોય. ટેક.
સતગુરૂએ મારી મુને શારડી, શાર બેઠે રૂદીયા માંય,
ટંકલાળે ગયા પાછા નહિ ફરે નાણા સાચાંરે કહેવાય. વરતન.
ચિંતામણી મણુરિ સોહામણી, સોભા વરણવી ન જાય;
જેને દીઠે કમળ ઠરે, આપ સરીખાં કેવાય. વરતન.
મુંઘરે મસ્વા મારા સાધશે જેનો સોનેરી રંગ;
ધોણે ધોણેરે રંગ નત નવો ઉલટી જાશેરે પતંગ. વરતન.
ખરાંરે ખોટાનાં લેશે પારખ્યાં, જેમ તાવનાં તરત પરખાય;

કહેરે જીવણ એને જોખતાં, કુંડીયાં સાંધણમાં જાય. વરતન.

## ભજન.

વેલા પધારો હરી સંતોની વારેરે, મારી વાડે ચડો વીશ્વાધારરે—ટેક.
રાણી દુપાદે જેદી પાટ પધારયારે, જામૈયો રચ્યો છે અંજારરે;
સોનાની થાળીએ જેદી, ફુલડાં રચાવ્યારે કર ગ્રહ્યો કીરતારરે. વેલા.
જુનાગઢમાં મેતો નરસી કેવાણારે, સોનાની હુંડીયું સ્વીકારરે;
કુંવરબાઈનું જેદી મોશાળુ પુર્યુંરે, વાલો થયા છે વેપારીરે. વેલા.
રોહીદાસ માથે જેદી બ્રાહ્મણ કોપ્યારે, ખરચી મંગાવી એને ખાતેરે;
અનુભવી પ્રભુ આસરો તમારોરે તારા બાનાની પત રાખોરે.
કોલવા ઉપર જેદી કરૂણા કીધીરે, હલ્લળ ફેરવી છે હેદારરે;
દાસ જીવણ સંતો ભીમ કેરે ચરણેરે, મંદીર મંદીર મોરારીરે વેલા.

## ભજન.

મીરાંબાઈ પુરવ જનમની છે પ્રીતરે, નામ નહિરે છોડું હરી;
મારે રૂદીએ લખ્યા હરીના લેખરે, નામ નહિરે છોડુ હરી.
મોલુમાંથી મીરાં ઉતર્યાં ત્રાંબામાં ભરીયા ભાર;
લખી કાગલ રાણો મોકલે, એ મીરાં એકવાર ચીતોડગઢ આવેરે.
ચાર પાંચ પત્ર રાણે મોકલ્યા જાજો મીરાંને પાસ,
સગુણ જેવું મીરાં સાસરૂં, લજવું મામાને મોશાળ.
લખી કાગળ રાણો મોકલે, દેજો મીરાને હાથ;
ચાર પાંચ આલુ મીરાં ગામડાં, અરધુ આલુ તુને રાજ. નામ૦
તમે રાઠોડની કુંવરી અમે છૈયે ચમાર, કાલે રાણો ઘેર આવશે;
મીરાં શું થાશે હવાલરે. નામ૦
એરના કટોરા રાણો મોકલે દેજો મીરાંને હાથ;

અમરત કરી મીરાં પીઇ ગયાં, મારો સાયબો રાખે મારી લાજ ના૦
પાટ સરખી પીળી થઇ તીરાં, લોક જાણે પડયા રોગ;
એવી લાંઘણ તો મીરાંબાઇ કરે, મારે હરી ભજ્યાનો આવ્યો જોગ.
રાણોજી ખબર મોકલે, જાજો મીરાંને મોહોલે,
મીરાં મુવા હોક તો બાળજો, ડાગ દેજો જમનાજીને ઘાટ. નામ૦
ઝાજ પખાજ વેણું વાગીયાં, ઝાલરનો ઝણકાર;
કાસી નગરના ચોકમાં, મને ગુરૂ મળ્યા રોહીદાસ. નામ૦
ભાદરવો ભલે ગાજીઓ, નદીએ ખલકીયાં નીર;
દાસ જીવણ સંતો એમ કહે મીરાં ભજનુમાં રહેજો ભરપુર. નામ૦

## ભજન.

જુગના જીવન વેલા આવોરે;
મારા પ્રાણ પાતળીયા વેલા આવોરે.
હો તમ વીના મારે અંતરમાં અંધારૂં,
નાણી કમળ પર ચુરતા મામળીયા;
અધર તખતપર મારો આપ બીરાજે;
સુખમણા નારી જો સેજુ બીછાવે;
તારે રાસ રમ્યા રંગ ભીના. હો તમ૦
સાવ સોનાના નહી વાધા સામળીયા,
પાનેતરમાં રંગ ભીના ભીના સોહેરે;
વાલો વીદેશી વરવાને બેઠા.
ત્યારે વીટાણા સો વરમાળેરે. હો તમ૦
મધુરી શી મોરલી વાગી શામળીયા,
સુતા મંદીરીએ રાણી રાધાજી જાગ્યાં;

જાદવકુળને એટલું કેજો,
બે ચાર દાડા વેલા આવો,
કોરા કાગળનો કટકો સામળીયા;
મસ મોથ્રી લેખ નોતી,
કુંવરબાઇનાં મામેરાં પુરાં,
તે છાબુ ભરીને વેલા આવ્યા. હો તમ૦
સાચું ઘરેણું મારે તમે શામળીયા;
અવર ઘરેણું મારી નજરમાં ન આવે;
દાસ જીવણ સંતો ભીમને ચરણે;
તે દાશ જીવણ સંતો ભીમને ચરણે;
તે દાસને દરશન દેજો.

## ભજન.

રામ સમર મન રામ સમર લે, અરે મુર્ખ કયુ મન સુતા;
જાગ્રત નગરી ચોર ન લુટે; જખ મારેગા જમ દુતા. રામ૦
જપ કર તપ કરી કોડી અન્ન કર; કાસી જઇ કરવત લેતા;
મુઆ પછી મુકિત નહિ હોવે, રણમેં સરજે જમ દુતા. રામ૦
જોગી હોકર જટા વધારે, અંગ લગાવે વાભુતા. દમડી કારણ
દેહ જલાવે;
સો જોગી વહિ જમ દુતા; જાગી હોય સો જંગલ રહેવ.
કાળ કરોધકું (દે) દંડા; અધર તખ્તપર આપ બીરાજે;
સોય જોગી હય અવધુતા. રામ૦
સુતા સો નર ગયા ચોરાશી, જાગ્યા સો નીરભે હોતા;
દાસ જીવણ સંતો ભીમને ચરણે; અનુભવી અનુભવ લેતાં. રામ૦

## ભજન.

મે મસ્તાનની મસ્તી ખેલું મે દીવાના દર્શક; ક્ષમા ખડ લઇ;
આગે હોતું.
મે સીપાઇ હું મેરમકા. મે મસ્તા.
ધનનન ધનન ધડીઆળા વાગે, તાલ પખાજ અર મરદંગા;
સુન સીખર ગઢ સૈન ચલાતું, નાચ નચાવું નવ રંગા. મે મસ્તા.
રાય આંગણીએ વાંસ રોપાવું, ધીમા ઢોલ બચાવુંગા;
નટવા હોકર નાચ નચાતું, અણુભેપદ લઇ આવુંગા. મેં મસ્તા.
મેં દાસી સબ સંતન કેરી, પાઉ પીઆલા અવીનાશી;
ખોજ ખબર તુંજે દીલ બીંતર રોમપર લે લાગી. મે મસ્તા.
જીવન સુનલા સાધો ભાઇ, કઠિન કામ હે વૈરાગી;
નુરત સુરતકી સાંન ઠેરાણી, સકળ ભરમના ભે ભાંગી. મે મસ્તા.

## ભજન

અમારા ને અવગુણરે, ગુરૂજીના ગુણ ઘણારેજી;
અમારા અવગુણ સામુ મત જોય. (ટેક)
ગુરૂજી મારો દીવોરે ગુરૂજી મારો દેવતારેજી;
ગુરૂજી મારા પારસમણીને તોલ અમારા૦
ગુરૂ મારા ગંગારે ગુરૂ મારા ગોમતીરેજી,
ગુરૂ મારા કાસીને કેદાર. અમારા૦
ગુરૂ મારા ત્રાપારે ગુરૂ મારા તુંબડરેજી,
ઇ તુંબડે ઉતરીએ ભવપાર. અમારા૦
જાલીડાં મેલાવોરે ગુરૂ ગમ જ્ઞાનનારેજી,
ઇ ઝાલીડાં જરગુી માહેલો જામ. અમારા૦

ગુરૂને પ્રતાપે દાસ જીવણ બોલીયાજી,
દેજો અમને સંત ચરણમાં વાસ. અમારા૦

## ભજન.

દેખ્યા હોયતો કહી બતાવો, મોતી કેસા રંગા હોજી;
ગરૂ ગમ કરી ગોતો ગગનમાં ત્યાં છે ગુપ્તી ગંગા દેખ્યા.
ઘુવડ ગુરૂને છીપા ચેલા, દીવસે નહીં પગ ડંડાજી;
અગમ ભાખે પણ ગમ નહી નરને,
આપ વખાંણે અખંડા દેખ્યા.
દીપક ગુરૂએ જ્ઞાન બતાવ્યું, નામ પ્રતાપ નવ ડંડાજી;
પીંડ બ્રહ્માંડ મેં અપર પારા, નહિ સુરજ નહિં ચંદા. દેખ્યા.
ક્યાંસે આયા ક્યાં સમાણાં, અહીં ખડા અસંખાજી;
મોતી ન નીરખ્યા પિયુ ન પરખ્યાં,
આભ ભયા આનંદા. દેખ્યા.
આત્મ ચીન્હો અનુભવ પામ્યો, મટી ગયા સાચ ફંદાજી,
દાસ જીવણ સંતો ભીમને ચરણે;
ધ્યાની પુરૂષના ધંધા. દેખ્યા.

## ભજન.

જાવું છે મરી મેરમ જાવું છે મરી, લે લગાડી રામ ભજીલે;
મેડી મંદીર માળીયાં, તારા જાશેરે પાડી.
કાચી કાયાનું સ્થુળ બંધાણું, જાણે ધુંળની ધુડની ધડીરે. મેરમ.
સગુ કુટુંબ તારૂં લુટવા લાગે, કાંનની કડી;
કાઢો કાઢો એને સહુ કહે, હવે રોકામાં ઘડી. (૨) મેરમ૦
ફુલને ઘોડે ફુલી રહયા છે, જાણીએ ગરથમાં ગણી;

જમડા આવશે જીવ લેવા, પછે ભાંગશે નળી ભાંગશે મળી. મેરમ.
સાધુની સંગ ગુરૂની શેવા, ઇ વાત છે ખરી;
દાસ જીવણ સંતો ભીમ કેરે ચરણે,
જન્મ જાય ટળી—જન્મ જાય ટળી. મેરમ.

## ભજન.

મારો બાળ પણાનો બેલીરે, મારી કાયાનો સંધતીરે;
જેને પ્રીત જગતમાં કીધી.
વહાલા મારા પહેલી પ્રીત ધરૂજીએ કીધી;
જેણે અવીચળ પદવી લીધીરે. જેણે૦
વાલે મારે ભાવે ભાજી વીદુરની ખાધી,
જેણે સંગતે ગુણીકા સીધીરે. જેણે૦
વાલે મારા જલમાં ગજે બુમ કીધી;
તેની તરત ખબર લીધીરે. જેણે૦
વાલો મારો વનશતે વનના વાસી;
એમ બોલ્યા જીવણ દાસરે. જેણે૦

## ભજન

મારે બાળપણાની પ્રીતુંરે, પુર્વ જનમની પ્રીતુંરે;
ઓધા મોલ આવોરે.
જોઇ જોઇ વોરીએ જોત્યું બીબા વિના પડે ન ભાત્યુરે,
ભાર ઝીલે ભીતુંરે. ઓધા મોમ.
• તુમ વિના નથી રેવાતું, વાલમ કરીએ વાતું;
આવી છે એકાંતુરે. ઓધા મોલ.
દાસ જીવણ સંતો ભીમને ચરણે, વારણા લઉ વારી વારી;

ગરીબ ગવાણીરે. ઓધા મોલ.

## ભજન.

ઉશી ઉધારા તારા કેટલાક રડશે વહાલા;
ખોલીયું લીધું છે માગી ભાડે. ટેક.
એવો મોઘો મનખો મલીને જાવું છે એક દહાડે;
સગુરે કુટુંબ ઝાપલા સુધી વાલા,
મીત્રો વળાવી આવ્યા ઉજડ પાડે, ઉશી.
દેહના ડુંગર તારા ડોલવા લાગ્યા વાલા;
વચને બંધાયા દેડીએ કાચો નડે.
દાસ જીવણ મંતો ભીમને ચરણે વાલા;
સાધુ વોળાવા કોઇ નહી પાટે, ઉશી.

## ભજન

સતગુરૂ મળીયા એના સંસેય ટળીયા,
મારી બે ભરમણાં ભાંગી. ટેક.
જીવેરામ એ ભરમણાં ભાંગીજી,
ગ્નાન ગબરૂં મેતો કંઇ નહિ જાણયું;
મારી સુરતા સાહેબ. સુરે લાગી.
જીવેરામ સુરતા સાહેબ શુરે લાગી,
નાભી કમળસે નાવ ચવતહે;
જળહળ જેત્યુએ જાગી. જીવેરામ. ૨
સુરા નર તો સનમુખ ચાલે,
કાયક જાશે ભાગી. જીવેરામ. ૩
બીજડી બંદુકડીને પ્રેમ પલીતો,

અમને જ્ઞાન ગલોલી લાગી. જીવેરામ ૪

દાસ જીવણ સંતો ભીમને ચરણે,

સંત મળ્યા સુભાગી. જીવેરામ. ૫

## મીરાંબાઇ.

બાર તો બાણુનો દીનાનાથ, વતુ અમે કેમ કરીએ;

લટમાં આવુંને લટકામાં જાવું લટકામાં સમજાવુંરે: ૧

એક ઠેકાણું તમને એવું બતાવુ તે, બે ઘડી ઉભા રેજોરે

સુખ દુઃખની આપણ વાતુ કરીએ વાલમ, જોબન જાક રસલેવા. ૨

સોના ઇંડોણીને રૂપલાનું બેડું, હાથમાં જળ જમનાની જારી;

રાણી રાધાજી જાણે પાણીડાં ચાલાં, જાણે સોળ વરસની નારી; ૩

સોળે શણગાર તારે અંગે બીરાજેને હાથમાં સોના કેરા ચુડો

બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, વાલા વર છે રૂડો; ૪

## ભજન.

નીત નીત ભજવું તારૂં નામ તારૂં નામ મારા સામરે,

પ્રેમ થકી મને પ્રભુજી મલ્યા હોજી. નીત

સુની સેજડીયો મોરી નીદરા ન આવે વાલા,

કોઇ નવ શુજે ઘરનાં કાન મુને કામ; પ્રેમ.

આ કોરે ગંગા વાલા એ લે કાંઠે જમના.

વચમાં ગોકળીયુ રૂડુ ગામ–રૂડુ ગામ; પ્રેમ.

ભાતરે ભાતનાં ભોજન પીરસીયાં વાહાલા.

જમવા ન આવે ઘેલો સામ ઘેલો સામરે; પ્રેમ.

બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ વાલા,

છેલી બાકીના રામ રામ રામ રામરે; પ્રેમ

## ભજન

કાનુડો ન જાણે મારી પ્રીત, બાઇ અમે બાળ કુંવારારે; કાનુડો.
જ્યારે જમનાના હું તો, ભરવા ગઇતીરે,
કાનુડે ઉડાડ્યાં આછાં નીર-ઉડ્યાં ફરરરરરે કા૦
જમુનાને કાંઠે વાલે રાશ રચ્યો,
સોળસે ગોપીનાં ઝાલ્યાં ચીર ફાટ્યાં ચરરરરરે કા૦
હું તો વરણાગી કાના તારા નામનીરે.
કાનુડે તાણીને માર્યાં તીર વાગ્યાં અરરરરરે કા૦
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ વાલા,
કાનુડે બાળીને કીધાં ખાખ-ઉડી ફરરરરરે કા૦

## ભજન.

જુનુ થયુરે દેવલ જુનુ થયુરે, મારો હંસલો નાનોને દેવલ જુનુ થયુ
આરે કાયા હંસા ડોલવાને લાગી દાંત ગયાને માંહે ખુરીયાં મારે
આરે કાયા હંસા પડવાને લાગી,
ગયો હંસને પાંજર પડ્યુરે રહ્યું; મારો
તેવતેવડીરે હંસા મળી ગોવાલણુ, તે શું મનડું મારૂં મોહ્યું મારો
મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ પ્રેમના પ્યાલા તમને પાઇ પીઉં મારો

# તોળીરાણી.

જેસલ કરીલે વિચાર, માથે જમ કેરો માર.
સ્વપના જેવો છે સંસાર, શમ તોળી રાણી કરે છે પોકાર
આવોને જેસલરાય, પ્રેમથકી આપણ મળીએ,
પુરા સાધ્યા હોય ત્યાં, જઇ ભળીએરેજી. ૧
આ ભવ આવીયો અવતાર, માથે સત ગુરૂ ધાર,

જાવું ધણીને દુવાર; બેલડી ઉતારો ભવપાર: આવો૦
ચાંદો સુરજ વસેછે આકાશ; નવલખ તારા એની પાસ
પવન પાણીનો પ્રકાશ, સહુ લોક કરે તેની આશ; આવો.
ગુરૂના ગણુનો નહી પાર ભકિત છે ખાડા ધાર.
નુગરા શું જાણે સંસાર, એનો એળે ગયો અવતાર આવો.
છીપું સમુદ્રમાં થાય, કોકી ધન્યરે કમાય,
સ્વાંતીના મેહુલા વરસાય, ત્યાંતો સાચાં મોતી થાય આવો.
મોતી એરણમાં એરાય, માથે ધાણ કેરા ધાય,
ફુટ ફુટકીયાં કેવાય, સાચાનીતો ખરેખબર થાય: આવો.
જીવની ગતી ગુરૂની પાસ, કેવી કસ્તુરીની બાસ
તોબી રાણી તેજના અંબાડ, સેવંકાનીલવા આવે લાજ આવો.
નવલખ કોથળીયું બંધાય, તે તો ગાંધીડા કેવાય;
હીરા માણેક હાટે વેચાય, તે તો મુલે મોંઘા થાય; આવો.
નીત્ય ઉડી નાહાને જાય, કોયલા ઉજળા ન થાય,
ગણકાનો બેટો બાપ કોને કેવા જાય, માવઠા મેએ કણુ ન વેડાય;
દેખ દેખી કરવાને જાય, એતો અધુરી કેવાય:
હાથમાં દીવો લઈ કુવે પડવા જાય.
ચાર જુગની વાણી વળી રાણી ગાય. આવો.

## ભજન.

તમે વીશ્વાસી નર વેડયાં માણા રાજરે,
નર નુગરાસે નેડો ન કરીએરે; ટે॰.
હંસલો ને બગલો બે એકજ રંગાછે, બેઠા સરોવરની પાળ; મા॰
હંસાને ચારો હાચાં મોતીનોછે, બગલો ટોળે કાશ્ય ચારો. મા૦

ચાલુ બજારમાં માણે માણા રાજરે, નર નુગરાસે નેડો ન કરીએ; મા૦
આજ મારા ધણીનો પાટ મંડાણોજી, જગહળતી જોત્યુ દરશાણી. મા૦
ગુરૂને પ્રતાપે સતિ તોળલ બોલાંજી, મારા સંત અમરાપર માલેજી. મા૦

## ભજન.

કાઠી રાણી તારા સાયબો, તોળી રાણી તારા ધણીરા બતાવ;
આધ ભવાની અરજ કરૂં હે જાડેજારેજી. ટેક.
વસ્યો થુલાને વાસ જાણુ ભવ આડા આવ્યા જાડેજા,
એમ તોળક કે છે. ૧
તું તારૂં પાપ પ્રકાશ જાડેજારે, તારી બેલડી બુડવા નહિ દઊં;
જાડેજા એમ તોળલ કે છે. ૨
હેરણાં હેર્યાં લખ ચાર તોળલદે, મનના મરઘા મારીયા;
તોળલદે એમ જાડેજો કે છે. ૩
લુંટી કુંવારી જાનો તોળલદે, સાત વીશુ મોડ બંધ માર્યા;
તોળલદે એમ જાડેજો કે છે. ૪
વાળી ગોદરેથી ગાય તોળલદે, બેન ભાણેજુ દુવીઆં;
તોળલદે એમ જાડેજો કે છે. ૫
કોઠી સરોવરની પાળ તોળલદે, વન મોરયા મારીયા;
તોળલદે એમ જાડેજો કહે છે. ૬
બોલ્યા જેસળરાય તોળલદે સંત અમરાપર માલેજે,
તોળલદે કે છે, તું તારૂ રૂપ પ્રકાશ જાડેજારે;
તારી બેલઠી બુડવા નહી દઉં, જાડેજા એમ તોળલ કે છે. ૭

## ભજન.

કોળે મુજા ભાઇડાનો ભાવ હાંરે હાં કાઠી રાણી,

સતિ તોળલદે અમને તારજો એજી. ટેક.
હારે જેસળ જગનો ચોરટો હેજી ખાતો ચારે ખંડ હાંરે,
સંધતુ કરીએ જેસળ સાખ્યતી હેજી;
વસીએ થુલા ભેગો વાસ હાંરેહાં, કાઠીરાણી અમને તારજોહાંજી;
હાંરેહાં સતિ રાણી તોળલદે એમ બોલીયાંરેજી.
હરે જેસળ કપડાં ધોઇને લાવ હાંરેહાં,
ધરે મારધે સુરા મળે હેજી, જેસલ વોળી ઘરે લાવ; હાંકાઠી.
હરેહાં નથીરે પોગ્યા જેસલ સરોવરે હેજી,
નથી બોળ્યા નીર મેરે હાથે હાંરેહાં;
અધવચ્ચે ઉજળાં હુઇ રહ્યાં,
તોળી તારો સાયબો સસીયાર હાંરેહાં.
હાંરેહાં જેસલે જામૈયો રચાવરિજી,
મુનીવર મળ્યાં લખ બે ચાર હાંરેહાં;
તેમાં તે ધણી મારો આવી મંડયારેજી,
જેસલ રેજો હુંશીયાર હાંરેહાં.
હરેહાં કલયુગમાં નીપ્યા ધણીરિજી નીપ્યા છે ટેક શાળ,
હાંરેહાં નીપ્યા સુણીને સાધુ નીરમસ્યોરેજી;
ઉતરે શીર હુવા ભાર, હાંરેહાં.
હાંરેહાં જેસલને ધણી મારો આવી મળ્યાંરેજી.
સતી તોળલને આરાધ;
હાંરેહાં જુનો જાડેજો એમ બોલીયારેજી,
તોળી તારો સાયબો સસીયાર હાંરેહાં.

---

## ભજન.

કચ્છથી જેસલ ઉઠીયોજીરે, મેવાડ માલો આરાધે;
મુનીવર મળ્યા મુનીવરા ભોમ આંધો આંધી એડો,
ઉભા જેસધકર મંડ્યો. ભાયલા ભાવે મળવા.
માલે જેસલને પુછ્યું આપણે હોય ઓળખાઇ,
હાથે પંજો દઇને મળ્યા ઇશાધાર્યા ભાઇ એડો; ( ૨ )
ધરે જુત્યા ધોરી તમે, કુવે કડવા પાણી.
આરાધે અમરત હુવા, ઇતોજીલ કાઠીરાણી એડો; ( ૩ )
સાવ સોના ગુરૂના બારંગી તેમાં રૂપાદે રાણી.
માગ્યા માગ્યા મે વરસાવીયા ઇમાલા ઘેર રાણી એડો; ( ૪ )
જેસલે વાવી પારસ પીંપળી માલે વાવી જાર,
પાંહુ પીઆલે પરહાયું ડાળું વરમાંય જાય એડો; ( ૫ )
પરબત પાખંડમાં, કામેડી કો રાણીજી,
આ જુગ જાતાં જાશે નહી, પીંપળી પરાની, એડો; ( ૬ )
ધનરે ડુંગર સંતો પગ ધર્યાં, સાધુ લ્યો સામો.
ગરગુરૂજીના બેસણાં થાપના પેરવી, એડો; ( ૭ )
આ થાન આસે નર મળ્યા, નેવે નાથે આરાધી;
લક્ષમણ ગીરધર બોલીયા, સત ધરમની નીશાની એડો. ( ૮ )

## ભજન.

જાડેરેજાડેરે તાર તંબુરો, સતિના હાથમાં રેજી;
સતી કરે છે અકલનો આરાધ, જેદી બોલ્યાતા મેવાડમાં.
તે દીન બોલ સંભાળી જાડેજારે વચન સંભારી વેલા જામંજેરેજી;
જાડેજારે મેવાડથી માલો રૂપો આવીયારેજી,

તે દુખનારે બોલને કાજ, ત્રણ દીવસ ને ત્રણ ઘડી.
શુરા હોય તો જાગ્ય જાડેજારે વચન સંભારી વેલા જાગજેરે,
જાડેજારે કાલી દેવાશે કાઠી રાણી;
મુવા પછી નરને બેલ્યાના હોય નીમ,
જાડેજારે ધુપ ધજાને શ્રીફળ તો ચડે.
આ તો ખરાખરીનો ખેલ જાડેજા,
જાડેજારે આળસ મરડીને જેશળ ઉડીયારેજી ભાંગી ભાયુનારે ભ્રાંત
જાડેજારે પેલા મળ્યા રૂપામલને પછે મળ્યા તોળી નાર જાડેજારે;
જાડેજારે માલો પારખને રૂપા પેટીએરેજી, વેરે હારા હીરાને લાલ,
વચન ચુકયા તો જાશો ચોરાસીમાં રેજો તમે વચનુની લાર.
એમ વચન સંભારી વેલા જાગીયા,
જાડેજારે કીધા લગન ને કીધાં છાંટણાં લાગી વીવાની ખાંત;
કન્યાએ કેસરીઆ પેરીયા તો મોડ મીંઢોડા જાડેજાને હાથ વચનને,
જાડેજારે જેસલને ઘરે તોળા રાણી બોલીયારે, નવી સનાતુ બોલાય,
સહુ વળાવીને પાછા વળ્યાં, એક ન વળ્યાં તોળલ નાર વચનને,

## ભજન

નવા નવા આભુષણ પેરીનેરે, ચેલઈયો સુધાર્યો તેરી વાર ભાઈ;
ભાવે કરીનેરે ભોજન નીપાવેને, આરોગો નંદનાર ભાઈ;
શીશ હતું તે તો શીકે ચડાવ્યુંને, કાયા આણી મારે કા ભાઈ;
ભુખે મારાની ભાગી ભકતી તમારી તો, મને મેલી આવો મારે મા ભાઈ;
ખાંડણીઆમાં શીશ કચરાવુંને, કીધાં કઠણ વચન ભાઈ;
ઇંદર તાપ તેનો જીરવી ન શકયોને, છોડી ભાગ્યો ઇંદ્રાસન ભાઈ;
જમવા ટાણે જોગેશ્વર બોલ્યા, સાંભળોને મારી વાત ભાઈ;

વાંઝીઆના અનની વરત નહી મારે ને, સુરતે કેમ સમાન ભાઈ;
સંધાવતી કહે છે તુને રમત દેખાડુ, તું મોટી થાજે મહેરબાન બાઈ;
તું આવ્યો મારફત છોડાવાતો, હું ઝાલું તારો કાન ભાઈ;
પાંચ માસનું વીરજ છે મારેને, વાંઝીયા નથી દીનાનાથ ભાઈ.
સતીએ ઓદર માંડયું ચીરવા, તારે હરીએ ઝાલ્યા તેના હાથ ભાઈ;
ધન્ય ધન્ય સતી ધરમ તમારોને, મેં જોયું મરજીવાનું મન ભાઈ;
પુત્રને વેધી માર સનમાન કીધું, એમ મુખથી બોલ્યા વચન ભાઈ;
માગ માગ સતી માગ્યા આપું એમ કેહે છે કરૂણાનીધાની ભાઈ;
આવી કસોટી (મ દેજો કોઈને, સ્વામી એ માગુ વરદાન ભાઈ,
પરીબ્રહ્મ પોતે પ્રગટ જુવેને, દીન પાંચમે પાર ભાઈ.
ચેલઈયાને સજીવન કીધાને, તારે વરત્યો જેજેકાર ભાઈ.
ચેલઈયા આખ્યાન જે સાંભળે, તેનો વઈકુંઠે હોજો વાસ ભાઈ;
ગુરૂ પ્રતાપેરે બીજલ બોલ્યા તો, ધન્ય ધન્ય મારા નાથ ભાઈ.
હરી તારે હાલરડે હળતાળ બાળા ચેલઈયા જીવો ભાઈ,

ચેલઈયા ખમા ખમા; (ટેક).
હેરી મારા નોધારાના આધાર,
બાળા ચેલઈયા જીવો ભાઈ. ચેલઈયા૦
હેરી મારે કણ ખુટયોરે કોઠાર,
બાળા ચેલઈયા જીવો ભાઈ. ચેલઈયા૦
હેરી મારે ચાખડીનો છડીદાર,
બાળા ચેલઈયા જીવો ભાઈ. ચેલઈયા૦
એજી મારે હાલરડે હડતાળ કુંવર ચેલઈયો ખમા ખમા ભાઈ.
એજી તારા મહેતાજી જુવે તારી વાટ.

કુંવર ચેલઈયો ખમા ખમા ભાઈ.

## સાખી.

અમે જાણ્યું ચેલઈયાને પરણાવશું.
જાડી જાણશું જાન.

## ખંડ ત્રીજો.

પણ ઓચીંતા મરણ આવીઆં,
સ્વર્ગથી ઉતર્યા વદ્દમાન; કુંવર.
લીલી હોજો લીંમડી,
એની સીતળ હોજો છાંય. કુંવર.
બંધવ રહેજો ઓલણે;
તોય ચોતાની બાંય.

## સાખી.

કુવા ઢાંકણ પાવડું જગની ઢાંકણ જાર;
બાપનું ઢાંકણ બેટડો, એમ ઘરનું ઢાંકણ નાર. ચેલઈયા.
ફળ વિના ઝુરે પીંપળી એમ બંધવ વિનાની ઝુરે બેન;
પણ પુત્ર વિના ઝુરે માવડી;
એજી તારા પીંગજે પડાએલ ખોટ. બાળ ચેલઈયા.
હે ઘર નમ્યું તો ભલે નમ્યું વળી તું કાં નમ્યો ઘરનો મોભ;
જેના ઘરમાંથી કંધોતર ઉઠયા.
તેને જલમો જલમનો શોગ. ચેલઈયા.
હે મેલામાં મેલો દુભડો, તેથી મેલો લોભ;
તેથી મેથી મેલો સગાળશા વાણીયો,
એતો મુવે ન પામે મોક્ષ. બાળા ચેલઈયા૦

હાથે પોંચી હેમની વળી ગળે એકાવળ હાર.
જેને આંગણે નહી દીકરો,
હરી તેના મંદીરીયા સુનકાર. બાળા ચેલઇયા૦
ભાઇ મરે ભવ હારીએ બેની મરે દશ જાય.
બાળાપણમાં જેના માવતર મરે,
તેને ચોરશના વા વાય. કુંવરે૦
ચેલઇયાને સજીવન કીધો, લાગ્યો પ્રભુને પાય;
ભોજલના સ્વામીને ભેજતા પંડના પ્રાચીત જાય.

## ગોપીચંદનું ભજન (ખંડ ૧)

હરી ગુરૂ સંતને સમરીએને ચોથા ગુણપતી દેવા,
જેને સમરે સુખ પામીએને વંદા તણા ઉપદેવા;
ઓતરા ખંડના રાજ્યા ને ગોડબંગાળા ગામ,
તલકચંદ રાજા રાજ્ય કરે ને ઘેર પતિવૃતા નાર,
સામે ગામથી ચોર આવ્યાને આવ્યા તે વન મોઝાર;
વનમાં વસે એક જાગીયોને, પ્રક્રમા કરી લાગ્યા પાયજી;
ચારે ચોર બોલીયાને જાઇ બંગાળા માંહ્ય;
સુખે ચોરી કરી આવીએ તો દેશું બાવાને ચોથ ભાગ.
ત્યાંથી ચોર ચાલીયાને આવ્યા બંગાળા પાસ;
મસાણની રાખ લઇને ગયા શહેર મોજાર;
તીજોરીમાં ખાતર દીધાં ગાંઠડી બાંધી ચાર;
કુંચી કમાડની ખોલતાં ભાગ્યો મેણાવંતીનો હાર;
ચારે મન વીચાર્યુંને સાંભળો ભાઇ એક વાત;
હાર નાંખશું બાવાની ડોકમાં પડશું ચોથ ભાગ.

ત્યાંથી ચોર ચાલીને આવીયા વન મોઝાર.
હાર નાંખ્યો બાવાની ડોકમાં પુગતો કરજો ચોથ ભાગ.
પ્રભાત થયું ને પોર ભયો ચોપદાર જાગ્યા તેની વાર
આપડી તીજોરીમાં ખાતર દીધાં ધન ચોરાણુ અપરંપાર;
મોલમાં જાગી મેણાવં ન ભાળ્યો રત્ન હાર,
ત્યાંથી દાસી દોડી આવી રાજા આગળ ફરીયાદ.

## ખંડ (૨)

ક્રોપ કરી રાજા બોલીયો જાવ ચોપદાર આણીવાર,
ચોર લાવો સજ કરીને ગોતી લાવો હારને માલ;
ત્યાંથી સીપાઇ ચાલીયાને આવીયા વનખંડી મોજાર;
હાર ભાળ્યો બાવાની ડોકમાં સરવે થયા હુશીયાર.
હાર લઇ સાડકો ચાલીયોને આવ્યો રાજાની પાસ;
રાતની કરે બાવો ચોરીયોને દીવસનો માગે છે લોટ.
કરોધ કદી કરી રાજુ બોલીયાને જાવ સાડીકા ન્યાય;
એ બાવાને મારી કરીને વેલા આવો આંય;
ત્યાંથી સાડીકો ચાલીયોને આવ્યો ચોપદાર પાસ.
રાજાએ હુકમ આપીયો બાવાને મારો ઠાર,
તરવાર બંદુકથી બાવો ન મરે શું કરશુ તેનો ઉપાય;
રાજા કને આપણે જઇએને એનો કરીએ ઉપાય.
ત્યાંથી બાવાને લઇને ચાલ્યા લાવ્યા વાડી મોજાર;
તોપને ગોળે બાવાને મારોને શું કરોછો વીચાર.
ત્યારે રાજા બોલીયોને સાંભળો ભાઇ વાત.
એ બાવાને નાંખો વાવમાં ઉપર પુરો પથરને લાદો.

ત્યારે બાવાની ગાંસડી બાંધી નાંખ્યો વાવ મોઝાર,
ત્યારે જોગીરાજ જાગીયા સાંભળ રાજા વાત;
અમારા ભજન ચુકાવીયાં સમાધી ખોલાવી આવાર.
એક માસમાં મરત્યુ તારૂ થશે લાગ્યા જોગીના શરાપ;
હાથ જોડીને રાજા બોલીયાને સાંભળો જોગી મારાજ;
તઇ કીધું તે કબુલ છે પણ રાજ નીરવાંશ જાય;
ત્યારે જોગીને દયા આવીને સાંભળ રાજા વાત.
એક પુત્ર તારે થાશે ગોપીચંદ એનું નાંમ;
નથી સુણ્યો નથી સાંભળ્યો નહી કવી એને ગાય,
ગરૂને પ્રાગપે ભોજલ બોલ્યાને ખંડ બીજો પુરો થાય.

## ખંડ ( ૩ )

ઉંચા મંદીર માળીયાને નીચા ગોપીચંદ નાથ.
હાથ પગ ચોરે એની સ્ત્રીઉં મોલમાં જુએ એની માંય;
રાજા ગોપીચંદ જનમીયા વાગી રૂડી વધાઇ
જોસી તેડાવ્યા શહેરના રૂડા જોસ જોવરાઇ,
કયા નખેતરમાં રાજા જનમીયાને કેવા કરશે રાજ.
સાચે મોતીએ વધાવીયાં બોલો પંડીત રાય.
ગોડ બંગાળાના રાજીઆ ગોપીચંદ એનું નામ,
માતાજી મનમાં હરખીયાને ઘણા દીધા છે દાન,
ધન માલ મુકતાફળ આપ્યા સાધુ બ્રાહ્મણ અનુસાર.
બાર વરસે રાજા પરણીયાને પરણ્યા છે પીંગળા નાર.
બીજી નારી ત્રણસેં સાઠ પરણ્યા રૂડાં ચલાવે રાજ;
ત્યારે માતાજી બોલીયાં સાંભળ ગોપીચંદ રાજ,
તારી દેયું તારા બાપના જેવી મસાણે પરજલે થાય.

એક સમે નાવા બેઠા નીરખ્યું રાજાનું રૂપ.
ત્યારે માતા મનમાં વિચાર કર્યો રોવા લાગ્યાં તેણીવાર.
નહી વાદળી નહી વીજળી ઠંડાં પડયાં અમને નીર;
આપણા શહેરમાં નહી કોઇ દેયુ માતા.
તું કેમ રોય મોરી માય.
ગોપીચંદ રાજા એમ બોલીયા કેમ કરછ ઉતપાત,
ત્યારે મીણાંવંતી બોલીયાંને, સાંભળ રાજ કુંવર વાત;
એવો બતાવે જોગ તને, અમર રાખે તારી દેઇ.
અડદના લાલ્ય તું પુતળાં જા જોગીની પાસ,
આપણી ઘોડારમાં ભોંયરૂં ત્યાં નવસે નાથુનો નાથ.
ત્યાંથી ગોપીચંદ ચાલીયા આવ્યા ગુરૂની પાસ,
પેલું પુતળું મેલીયુંને ગુરૂને કર્યો નમસ્કાર;
પહેલું પુતળું ઉડી ગયુંને બીજું કર્યું તૈયાર;
બીજાને જલાવીયુંને ત્રીજું મેલ્યું તેણીવાર.
ત્રીજાને જલાવીયુંને ચોથું ગોપીચંદરાય.
ભુંડું થાશે માતા તાહરૂં અલ્યા બતાવું ઉપદે
ત્યારે ગોપીચંદ બોલીયા હવે ફુંકો મારા કાન.
ત્યારે જુનો જોગી બોલીયા
ગોપીચંદને ધારજ આવી જાલંધરને લાગ્યા પાય.
ગરૂ ગરૂ મારા દેવજી અમને આલોને ઉપદેશ,
બાર બેડાનો ભાલીયો ગોપીચંદ પાણી જાય;
નાની એટલી મારી બેનડી મોટી એટલી મોરી માય.
ઘડો ચડાવો બેની અમને,
ઘડુલીયો લાવતાં ગરૂ લાગી વાર,

ત્યાંથી ગોપીચંદ ચાલીઆ આવ્યા ગુરૂની પાસ
આવાં જલ નુગરા ક્યાંથી લાવ્યો બહુના અડયા હાથ
એમ કરી ગુરૂજીએ ઉઠીયા ધોકા માર્યા બે ચાર.
નથી ગાયોને નથી સાંભળ્યો નહી કવીએરે જોડાય
ગુરૂ પ્રતાપે ભોજલ બોલીયા ખંડ ત્રીજો પુરો થાય,

## ખંડ ચોથો

ક્યા મુલકનો તું રાજીઓ, ક્યા તમારા ગામ
કોણ રાજાનો બેટડોને, શું છે તારૂં નામ.
ઉતરજીંડનો રાજીઓ, ગોડ બંગાલા નામ
વસ્ત્ર ઉતારી અલગ મેલ્યાં આ બંધીઆ એની પાસ
જોગી ઝંડા પંતર પાલડી, અલક અલેક કરતા જાય.
હાટે હડતાલ તો પાડીને ચોરે પડ્યા પોકાર.
ગોડ બંગાળાનો રાજીઓ જોગી થયા તતકાળ,
રાણી રૂવે રંગ મોહોલમાં દાસી રૂવે દરબાર.
સેજ પલંગ રાજ છોડી જોગ પહેરો શાને કાજ,
આવી અલેક જગાવીયો, માતા મીણાવંતી મહેલ.
ભીક્ષા દયોને મારી માવડી, ગુરૂજી જો ત્યાં લાગે વાર.
દેશે જાજે પરદેશ જાજે નહિ બેનીને મહેલ.
માતા રૂવે રૂદન કરેને ભલો ભજવ્યો ભેખ,
ત્યાંથી ગોપીચંદ ચાલીઆ, આવ્યા પીંગભાને મહેલ,
ભીક્ષા આપોને મોરી માવડી, ગુરૂજી જોતાં લાગે વાર.
ગાંડો થયો રાજા મફર ખાધી ગાંડો બંગાળાનો રાજ.
મારા કારણને કોડે કારણુ કીધાં, કારણ કાઢવું આગીવાર
ગાંજો નથી પીધો માતા મફર નથી ખાધી,

ગાંડો નથી બંગાલાનો રાજ.
ભીક્ષા લઇ રાજા ચાલીઆ, ગયા ગુરૂજીની પાસ.
પરીક્રમા કરી કરી પાયે લાગીઆ, ગુરૂએ દીધો ઉપદેશ,
ત્યાંથી ગુરૂજી ચાલીઆ આવ્યા કાશી મોઝાર.
ગંગા નાયા ગોમતી નાયા, નાયા નીર્મળ નીર.
તીરથ કરી આવીઆને ગયા એનીને દેશ.
સારી રીતે ગુરૂને, પુજીઆ ગોપીચંદના ઉતરાવ્યા ભેખ.
ત્યાંથી અસ્વાર મોકલી આવ્યા બંગાલા મોઝાર.
બાર વરસ રાજા રાજ્ય કર્યાને; જનમના જાગી.
ગાય શીખે સુણે સાંભળે, વૈકુંઠમાં હોજો વાશ,
ગરૂને પ્રતાપે ભોજલરામ બોલીયા, ખંડ પુરો થાય.

## પદ પ્રભાત.

પ્રાણપતિ પરમેશ્વર માહારા શુણીએ અરજ આ મારીરે—ટેક.
અધમ ઉધારણ પતિત પાવન દેવ કહે વિસ્તારીરે;
ઝુંડ થકી ગજ રાજ ઉગાર્યો તારી ગુણકા નારીરે—પ્રાણ.
પંચાળીનાં પટકુળ પુર્તાં મેહેર કરી મોરારીરે;
પ્રેહેલાદ માથે સ્થંભે પ્રગટયા, અર્ભક લીધો તારીરે—પ્રાણ.
રંકા વંકા સજન કસાઇ, ભેટુ કરી ભાય હારીરે;
તેલ કઢા ટાઢી કરી ત્રીકમ, સુધનવાને ઉગાર્યોરે—પ્રાણ.
કોટી ભક્તનાં કામ કરો છો; દયા રીલે ધારીરે:
ગુણ ગણપત ગોવિંદને ગાતાં, સેજ તરે સંસારીરે,—પ્રાણ.

## ગણપત ભજન.

( રાગ-આવોને જેસલરાય. )

કરીએ સત્યનો વિચાર, સતીયા હોયે નરને નાર.
સત્યે ચાલે છે સંસાર, સત્યે મેઘ વરસે ધાર.
આવોને આતમ રાય, આપણ જ્ઞાન સંભાળીયે,
એવી પ્રેમની તો રીત, રૂડી પાળીયેજી હેજી. આવો૦
બગલો હંસ જેવો થાય નીત્યે નીર નાવા જાય;
જઇને ઉભુરે એક પાય, ચીતમાં માછતાં ચાય. આવો૦
પીતળ પીળું તો દેખાય, જ્યારે સોની પાસે જાય.
એતો અગ્નિમાં તપાય તારે તેની કીંમત થાય આવો૦
મોતી મિણયા કેવાય. એનુ નીર ઉતરી જાય,
ભાંગે કદી ન સંધાય, એનુ મુલ તે શું થાય આવો૦
હીરો ઝવેરી ઘેર જાય, જ્યારે હરણમાં હોમ,
ખમશે ઘણ કેરા ઘાય, તારે મુલથી વેચાય. આવો૦
જ્યારે સભાઓ ભરાય, સાચા સંત ભેગા થાય,
સત્યની છાપ તો દેખાય, ત્યારે ભક્ત તો કહેવાય આવો૦
ગુરૂની ગમ વિના ગાય, એતો મુરખ કેવાય;
એનો મોક્ષ તો નવ થાય, નુગરા નરકમાં જાય આવો૦
પ્રેમના પાટ તો મંડાય, જસની જોત્ય તો પ્રગટાય.
મનની માંડવી રચાય, દીલ સુધ દાન તો દેવાય. આવો૦
ગંગા સમુદરમાં જાય, તારે એક રૂપે હુાય.
તેમાં નરને નારી નાહાય, તેનો મોટો છે મહિમાય. આવો૦
આસન પદમ તો બંધાય, સોહંગ જાપ તો જપાય.
તારે સીધ કારજ થાય, ત્રિકૂટી ધ્યાનમાં દેખાય, આવો૦
તૃષ્ણા તરત તુટી જાય આતમ રૂપ તો ઓળખાય.

તે તો જીવનો શીવ થાય, એને ગુરૂ ગણપત ગાય. આવે૦

## ભજન.

જુના ધરમ લ્યો જાણી, મારા સંતો જુના ધરમ લ્યો જાણી ટેક.
નદી કીનારે કોઇ નર ઉભો, તરસ્યા નહી સમાણી હેજી,
કાંતો આળસુ અંગ એહનું, સરીત ખરે સુકાણી. મારા૦
કલ્પતરૂ તળે કોઇ જન બેઠો, ક્ષુધા ખુબ પીડાણી હેજી;
નહીં કલ્પ એ બાવળીથાંક ભાગ્ય રેખ ભેળાણી—મારા૦
સદગુરૂ શેવે શીશ નવ સુધાર્યો; વિમળી નહીં વાણી હેજી
કાં ગુરૂજી છે જ્ઞાન વિનાન, કાં પાપી એ પ્રાણી—મારા૦
ભક્તિ કરતાં ભય દુઃખ આવે. ધીરજ નવ ધરાણી હેજી;
કાં સમજણ તો રહી છે છેટે, નહિ નામ નીરવાણી—મારા૦
ચીંતામણી મળી પણ તે હે ચીતા નવ ઓલાણી હેજી;
નહીં ચીંતામણી ન કીએ પથરો વસ્તુ નવ ઓળખાણી—મા
મળીયું ધન તોયે મોજ ન માણી, કહું કરમની કાંણી હેજી
કાંતો ભાગ્યું બીજાવું ભળીયું કાંતો ખોડી કમાણી—મારા૦
અમરૂત મળીયું પણ અમર થયો નહીં.
પીવાની જુક્તી નહીં જાગી હોજી.
કાંતો ઘટમાં ગયું નહીં કે પીવામાં આવ્યું પાણી—મારા૦
ધર્મને કર્મ ભક્તી જાણે, ભેદ વિના ધુડ ધાણી હેજી.
કે ગણત સમજી લ્યો સંતો, પુરી પ્રીત સમાણી—મારા૦

## ભજન

રૂદીયે હીંમત ધરો મારા હરીજન રૂદીયે હીંમત ધરીએ હેજી. ટેક.
જાયું તે તો જરૂર જવાનું, વીઠધ વરને વરીયે હેજી;

શીર સાટે સદગુરૂ મળે તો; પાછી પુંઠ ન કરીયે, હરી૦
હરી ભજવામાં હીંસત રાખો, દુરીજનથી નવ ડરીયે હેજી;
મોહ પંથનો મારગ મેલી. અવર હામ નવ ઠરીયે. હરી૦
સમરણ કરીયે સોહંમ રામનું, દૃઢ વચન ઉચરીયેજી
આપ અજંપા જુગતીએ જપીએ ધ્યાન હરીનું ધરીયે.
અમરત રસ અખંડ સ્વામીનો ભેદ જાનીને ભરીએ હેજી
સદા બ્રહ્મ ભર્યો છે, અનુભવને આદરીએ,
કાચા કુંભ સરીખી કાયા જાતાં વાર ન જરીએ હેજી.
ગોવીંદના ગુણ લાગ્યા તાં ભવજલ પાર હતરીયે હેજી. હરી૦
મનુષ્યાઃજન્મ મલ્યો છે મોંઘો ફંદમાંહી નવ ફરીયે હેજી;
નાભી કમળથી ચલીરિ સુરતા, શ્વાસ ઉસાસે સમરીયે; હરી૦
સાચો સંત સમાગમ કરીયે, વાણી વીમળ ઉચરીયે હેજી;
કે ગણપત સદગુરૂને સેવા પંથ બીજા પરહરીયે હરી૦

## ભજન.

અગમ પંથનીર વાણી મારા સંતો અગમ પંથનીર વાણી હેજી, ટેક
એક થકી અનેક બન્યા ભાઇ, સહુ પંખી પશુને પ્રાણી હેજી
કમ સાંખ્યપે યો કહાવ્યા, વેદ ધરમ પરમાણી. મારાં૦
પતીવ્રતા જેમ પતી તજીને પરમ પુરૂષ લેજાણી હેજી;
જાર ધરમ એ જીવનો જાણે, પડે ચોરાસી ખાંણી; મારા૦
એક ગુરૂને એકજ ઇશ્વર એક નામ નીશાણી હેજી,
એક ટેકને એકજ ધાને, સત ભકતી સમરાંણી મારા૦
પેલપરાની પાર પ્રભુનો, વીરલે વાતો જાણી હેજી;
અજર અમર રસ કોઇ જન જીરલે, મરજીવા લે માંણી, મારા૦

સદગુણ નીરગુણથી તો ન્યારો, ગુણાતીત ગુણ ખાંણી હેજી.
જે વસ્તુ જેનાથી ઉપજે, તે તો તેમાં સમાણી; મારા૦
કોટી કલપથી જનમ મરણ છે, ઉર ભકતી નવ આણી હેજી.
ગુરૂ ગમ વીના ગોથાં ખાધાં, મુવો મતને તાણી.
જળ હળ જ્યોત નીરંતર જળકે, સુરતા ત્યાં ઠરાણી હેજી;
મુળ ધારણી બ્રહ્મરંધ્રમાં, પીયે ચઢીને પ્રાણી. મારા૦
અકળ સકળ ઘટ વ્યાક સંતો, પરખો પુરૂષ પુરાણી હેજી
કહે ગણપત સદગુરૂની સેવા અખંડ ઉરમાં આણી. મારા૦

## ભજન.

નમીયા સો નર ભા, મારા સંતો નમીયા સો નર ભારી ટેક.
પાંડવ સત ધર્મને વા, કૌરવ થયા દુઃખકારી હેજી;
દગો કરીને દુત રમાડયા, હરામી બેઠા હારી. મારા૦
હરીચંદ્ર હેરાન થયા પણ, ધીરજ ઉરમાં ધારી હેજી;
સતીયાયે તો સત નવ મેલ્યુ મળીયા દેવ મોરારી. મારા૦
જનક વીદેહી જુગમાં દેખ્યો, વેરાગને જાઉં વારી હેજી;
એક હાથ તળીયાં તત ઉપર બીજે અંગની ઝોરી. મારા૦
બળીરાય સરખો કોઇ બળીયો, બળીનેજ ઉમંળ હારી હેજી.
તન મન ધન અર્પણ કરી દીધું, સત રાખ્યું સંભાળી. મારા૦
અમરીખ ભકતી અતી આદરી, દાસી દાસ નરનારી હેજી;
શરીરને માટે સેવા કીધી, ભેટયાં ત્યાં ભય હારી. મારા૦
મુરધ્વજરાય માહા સતવાદી, દયા દિલ ઉદારી હેજી;
તન પરીતાયે મુસ્તક વેર્યું, પરખેપર ઉપકારી મારા૦
રતી દેરની રીત્ય રૂપાળી, મનને નાંખીયું મારીરે હેજી;

ઉપાશણુ અડતાળીશ દીનનાં, તોયે ટેક ન વીસારી. મારા૦
લઘુતાઇ છે સૌથી મોહોટી જુઓ વેદ વીચારી હેજી;
ગુરૂ પણુપત ગોવીદને ગાવા, પ્રગટ કહું પોકારીરે. મારા૦

## ભજન.

મરજીવા રસમાણે મારા સંતો, મરજીવા રસ માણે હેજી ટેક.
કઠણ દુધ છે વાઘેણ કેરૂ, પીવા ઇચ્છા આણે હેજી;
નીજ બાળક વીણ કોઇ જન ચાહે પ્રાણ તજે તે ટાણે.
માહા રોગ જેનમાં ભુખ્યો રહે ભરે ભાણે હેજી.
અમર અજર રસ કેરાં સુખતો વીરલા વાતો જાણે. મારા૦
ગુરૂ ગમ વીના ગોથાં ખાશો, પટકો પારસ પાંણેરેજી;
હરી હીરો હરદાસાં રાખો,જેને વેદ વખાણે મારા૦
જનમ મરણનું દુખ છે જબરૂ, પુરવનુ પુન્ય પ્રમાણે હેજી.
સાકુટનું ધારા તે શું સમજે, મુરખા મનને તાણે મારા૦
શીર સાટે સદગુણ શેવે, પામે પદ નીરવાણે હેજી;
ગણુપત ગુરૂ ગમ જે જન જાણે, આગજ ઓળખાણુ મારા૦

## ભજન.

ક્ષમા ખડગ કર ધારે, મારા સંતો ક્ષમા ખડગ કર ધારો. ટેક.
સંત સમશેરને બાનું બરછી, જ્ઞાન ઘોડા શણુગારે હેજી;
લક્ષ લગામને પ્રેમ પલાણું, ચીતનો ચાબખ મારો મારા૦
ધીરજની ઢાલ ભજનનો ભારો, સતનો બકતર સારો હેજી;
કાયા નગરમાં મન મેવાસી, વેગેથી વીડારો. મારા૦
કામ કરોધને મોહ મમત એ,વેરી તમારા વારો હેજી;
જો જીયાતે જગ જય પામો, હારો તો નરક સુધારો. મારા૦

વીચારમાં આયુષ વહી જાશે, એનો શો ઉધારોજી;
જુગ જેવી એક પળ જાય છે, ગુરૂનું જ્ઞાન વીચારો. મારા૦
આ ભવમાં આતમ આવ્યો એને તો ઉગારો હોજી;
ગણપત કે ગોવીંદ ભજે તો, આવે દુઃખનો આરો. મારા૦

## ભજન.

દીવસ થોડાને જાવું દુરરે, પંથીડા પ્રાણી,
દીવસ થોડાને જાવું દુરરેજી;
સંતો ભાઇરે ઉઠયા ઉનાં વળાને ભુલારે પડીયાતો;
થયું છે અતી અસુરરે; પંથીડા૦
સંતો ભાઇરે પરવરતામાં આવીરે પોગ્યો તો,
કાળ કઠણ વેહેરી કુરરે. પંથીડા૦
સંતો ભાઇરે આરે સંસાર છેસુપનાની ભાજીતો,
જુઠો જાણો જરુરરે. પંથીડા૦
સંતો ભાઇરે કોટી જનમ થકી કષ્ટ પડે છે તો,
ભાવ ભર્યો ભરપુરરે- પંથીડા૦
સંતો ભાઇરે અતી વરકટ છે મારગ આડનો,
લુંટાયા કહી શુરરે. પંથીડા૦
સંતો ભાઇરે ગણુપત તમે ગોવીંદ ભજીસ્યો તો,
નરહરી રાખે નુરરે. પંથીડા૦

## ભજન.

સમરી લે સરજન હારરે, પંથીડા પ્રાણી,
સમરી લે સરજનહારરેજી;
સંતો ભાઇરે નાભી કમળથી સુરતાને સાથી તો;

ગગન મંડળ મોઝારરે. પંથીડા૦
સંતો ભાઇરે શુન્ય શીખરમાં ભમર ગફા છે તો,
ત્યાં રહેવાનું ઘરબારરે. પંથીડા૦
સંતો ભાઇરે ત્રીકુટી કમળામાં જોતીરે જાગે તો;
તે હિ મેળવ્યા એક તારરે. પંથીડા૦
સંતો ભાઇરે શ્વાસુશ્વાસે સમરણ કરી લેતો,
મળશે તે જમનો મારરે. પંથીડા૦
સંતો ભાઇરે જરથા પેલું જેને પય જમાવ્યું તો,
માતાના તન મોઝારરે, પંથીડા૦
સંતો ભાઇરે કરતાયે કાયા કેવી બનાવી તો;
એનો ભુલ્યો ઉપગારરે. પંથીડા૦
સંતો ભાઇરે ગણપત કે ગુરૂ દેવ મળે તો,
એજે તરો સંસારરે. પંથીડા૦

## ભજન.

અખંડ અનાદીરે, અનુભવી જે હરશેરેજી,
કરશે તેતો ભકતી કેર કાજ, સતગુરૂ સેવો સાચા સંતનેરેજી;
મહેલી જેને લોકડીયાની લાજ. અખંડ૦
સદગુરૂ શબ્દેરે, કાળજ સોધીયુંજી,
પ્રગટયો જેને પુર્ણ બ્રહ્માનંદ, મન એનું માન્યુરે;
સદા સત સંગમાં રેજી, પડે નહી પાછો, કદી ભયફંદ. અખંડ૦
પ્રેમ તણો પ્યાલોરે, પીધો જેને પ્રત્યેથીરેજી;
રાખી જેને રૂદીયામાં રૂડી રીત્ય, હીરને તો સાટેરે;
સેવો સાચા સંતનેરે, હોય કાં પુર્વ જન્મની પ્રીત. અખંડ૦
ભકતીને તો ભંવેરે ભુદર ભેટીયા;

ભાંગી જેના મનડા કેરી ભ્રાંત ગુરૂને પ્રતાપે ગણુપત ગાય છે;
રાખો કાંઇ આપ ચરણમાં દાસ. અખંડ૦

# હરસન પુરાણનું ભજન.

સરસ્વતી માતા તું દીન દયાળુરે, ચરણે નમાવું શીશ ભાઇ
કીરતી કઇએ રાજા હરસન તણીને વાણી આપોને જુગદીશ
અકલગતી છેજ તમારીને અરજ સુણો નાથ અમારી ભાઇ ૧
અજોધાપુરમાં અતી ઘણેરા રાજા, હરસન દેતો રૂડાં દાન ભાઈ
ઈંદિરતાપ તેનો જીરવી ન શકયો તે છોડી ચાલ્યો ઈંદ્રાસન ભાઇ
ચાલીને વઇકુંઠમાં જઇને અરજ સુણોને કમળનાથ ભાઇ ૨
ઇંદ્રાસન તમ સાચવોને સ્વામી અમથી રહયું નવ જાય ભાઇ
હઠ લીધો રાજા હરસેનેરે ઇંદરાસન તો લેવાય ભાઇ
તો વારસ તમે કરો, રાયની શી વલે થાય ભાઇ ૩
સરવે મળીને જ્યારે પરીણામ કીધાંને, છળવાને હરસનરાય ભાઇ
વિશ્વામંત્ર મુખવાણી ઓચરીયા, હું વેગે અજોધામાં જાઉં
મળ્યા વિના એને જો પાછો આવું તો સાત જનમ શ્વાન થાઉભાઇ
મોટાં વચન નવ બોલીએ મુની એક કહે છે વઇકુંઠમાં રહીભાઇ
ભુવન છોડે પણ ભકિત નવ છોડે એતો સતવાદી કહેવાય ભાઇ
હરખ ઘણો જ્યારે તમને થાય પણ છળાય નહી હરસનરાયભાઇ
ત્યાંથી વિશ્વામિત્રે ચાલીઆને, આવ્યા અજોધાની માંય ભાઇ
ચરણ પખાળીને ચરણામરત લીધાંને આદર ઘણેરા દેવાય ભાઇ
સાર લેવા તમે આવ્યા અમારીને.
જે રૂશી બોલ્યા વચન વિચારી ભાઇ ૫
તુળશીની માળા તારે કંઠ બીરાજે તે, લ્યો છો રામનાં નામ ભાઇ;

રાજરીતો તમે છોડી કરીને, આ કરોછો સાધુનાં કામ ભાઇ,
પાછુ જ્યારે તમે નથી જોતા વાળીને, રાજ જાશે નિસ્ચે હારીભાઇ ૭
રાજા કહે છે તમે સાંભળો રૂશી મારે રૂમ રૂદીઆની માંઇ ભાઇ.
રાજ છોડુ પણ રંગના છોડુ, મરને ઉથલ પાથલ હવે થાય ભાઇ
હીણી બુધ્ધિ શું દયોછો અમને, આવું ઘટે નહી રૂશી તમને ભાઇ. ૮
તરત ત્યાંથી જ્યારે ઉઠીઆ રૂશી, નીસર્યા નગરની બાર ભાઇ.
વરાહ રૂપે જઇને વાડીમાં પેઠા, વનસ્પતી ભાગી અઢાર ભાઇ. ૯
ધુમ તેની હવે શહેરમાં આવીને ત્યારે ચઢયો રાજાને ક્રોધ ભાઇ
અસ્વ સજાનો ત્યારે ત્યાં હવે તેડયોને આપે થયા અશ્વાર ભાઇ.
સાથે સેના જ્યારે ત્યાં હવે તેડયોને આપે થયા અસ્વાર ભાઇ.
મુખથી હવે એમ કહેછે રાય તમે સાંભળો સઘળી સેનાય ભાઇ ૧૦
જેની પાસેથી વારહ નીસરને તે તેની વાંસે જાય ભાઇ
વાત સાંભળીને વારાહ તવ વછુટયો હું જાઉ જ્યાં હરસનરાય ભાઇ
દેવંત તો રાજાનો ચમકાવીને પોતે ગયા વન સધાવી ભાઇ ૧૧
ક્રોધ કરીને રાજા હરસન ચાલ્યા વારાહની વાંસે જાય ભાઇ
અઘોર વનમાં જઇ અલોપ થયા ત્યાં મળ્યા છે વીપરરૂપ ભાઇ
કહો વીપર તમે શું રે સુણાવોને હો પ્રભુ તમે કયાંક જાવો ભાઇ ૧૨
રૂશી કહે છે તમે સાંભળોને રાજા તમથી કારજ નવ થાય ભાઇ
કુંવારા બાળક છે વિપ્રના તેને કન્યાદાન તો દેવાય ભાઇ,
ગાંઠે દ્રવ્ય જેતી નથી અમારે તેને માટે અયોધ્યામાં જાઉ
સતવાદી સુરો રાજા હરસન કહીએ તે મહાદાની તો કહેવાય ભાઇ
જે માગુ તે મુને આણીજ આપોને સારે સઘળાં મારાં કાજ ભાઇ
બીજો કોઇ એવો જગતમાં ન થયોને એમ સાંભળીને રાય ભાઇ ૧૩

રાજા કહે છે તમે સાંભળો રૂશી વસ્યું હરસન મારૂ નામ ભાઇ
જે માગો તે તમને આણીજ આપુને સારૂ સગળાં તમારા કાજભાઇ
વિપ્રને પરણાવો તમે કન્યાદાન દઇએ જ્યારે અમે ભાઇ ૧૫
લીલા લીલા જ્યારે વાંસ વઢાવ્યાને ચોરી બંધાવી વનમાં ભાઇ
વીપ્ર બેઠા જ્યારે વેદ ઓચરે ને ચોરીના આંટા ફેરવાય ભાઇ
કન્યાદાન દો હવે રાય, ત્યારે કારજ સંપુરણ થાય ભાઇ ૧૬
કન્યાદાન રાજા હરસને દીધાં ને બાપુ ફેરા ફેરવીઆ વન માંયભાઇ
ગ્રંથ ભંડારને ભોમીકા સરવે ગજ રથ તોરંગ હવે માં ભાઇ
અજોધ્યા લઇને અરપણ કીધી ત્યારે રૂશીએ સ્વસ્તી કીધી ૧૭
રૂશી કહે છે તમે સાંભળો રાજા હું દક્ષણા માગુ અમે રહ્યા ભાઇ
સવાભાર સોનું તમે ક્યાંથી કાઢશોને ગાંઠે નથી જરાય ભાઇ
વીમાસણ તમે શું કરો રાય હવે મુખથી પાડો નાય ભાઇ ૧૮
રાજા કહે તમે સાંભળો રૂશી મારા અંગ ઉપર હવે હોય ભાઇ
અયોધ્યામાં મારી અરધાંગના બીરાજાને હાર અનોપમ હોય ભાઇ
ચાલોને વીપ્ર હું તમને આપુતે તમારા, દરીદ કાપુરે ભાઇ ૧૯
અસ્વ રાજાનો જ્યારે આંચકી લીધોને આપે થયા અસ્વાર ભાઇ
રાજા હરસન પાછા પધાર્યાને ચાલી અયોધ્યામાં જાય ભાઇ
જાણુતો નગરીમાંહે ફરાવીને તારા રાણી વેલેરા આવોરે આવે ભાઇ ૨૦
સ્નાન કરીને સતી તારાદે ઉઠયાં હે હરીહરી એોધરમાંય ભાઇ
સતી પધારયાં હવે સ્વામીની પાસે ત્યાં પુછેછે હરશન રાય ભાઇ
સવાભાર જ્યારે સોનું ન થાય તો સત આપણું હવે જાય ભાઇ ૨૧
રાણી કહેછે તમે સાંભળો રાજા ધીરજ રાખો હવે ધીર ભાઇ
રૂશીને જ્યારે દાન દીધા વિના ન પીતું આપણે નીર ભાઇ

ત્રણુ જણું લઇ પરથર વેચાઇને સતને જાવા કેમ દઇએ ભાઇ ૨૨
સતને કારણુ જ્યારે સરવે તજીઆને સુખ સંસારનો સાર ભાઇ
વીરવાસે જ્યારે વળગી ન રહીએને સત જાવા ન દઇએ ભાઇ ૨૩

## ખંડ ૨ જો.

રાજા મેલયાં મંદીર મેલયાં ને મેલી હીંચોળા ખાટરે ભાઇ
સતને કારણુ જ્યારે ત્રણે શચરીઆને લીધી કાશી કેરી વાટ ભાઇ
રાજા રોહીદાસને તારાદે રાણી ને મુખ જપેછે સારંગ પ્રાણીભાઇ ૧
વાટે ચાલીને વીસ્વામીત્ર કોપ્યા તમે ભેળાં ચાલોમાં ક્યાંઇ ભાઇ
ગાઉ ગાઉના વેરે તમે જુજવા ચાલો જો પુન તમારૂં હોય ભાઇ.
એવી વાત જ્યારે તમથી ન થાયે તો મુખથી પાડો નાય ભાઇ ૨
ગાઉ ગાઉને વેરે જુજવાં ને આગળ હરશનરાય ભાઇ
તેની વાંસે સતી તરદે રાણીને વાંસે કુવર રોહીદાસ ભાઇ
કઠણ પલ જ્યારે આવી છે ત્યારે એવી તો કપેટ રૂશીએ ચલાવી ભાઇ૩
અનેક અસ્વ જ્યારે અસ્વારી કરતા, ને હાથી અંબાડીએ રાયભાઇ
અયોધ્યા નગરીનો રાજીઓ હવે પાળો ચાલ્યો હથે જાય ભાઇ
એમ કહેછે સતી તારાદે રાણીને, ભલુ કીધુ તે સારંગ પ્રાણીભાઇ ૪
પંખી સઉએ જ્યારે રૂપી પધારયાને આકાશ ઉડયાં હવે જાય ભાઇ
સોળ કળાનો જ્યારે સુરજ તપાવ્યો ધરાં ધાણી ધાણી થાય ભાઇ
પગનં જયારે પગરખાં ઉતરાવ્યં ને અદવાણે પાયે તો ચલાવે ભાઇ
વાટે વિશ્વામીત્રે પરબ બંધાવીને અન્નપાણીનાં ત્યાય હવે ભાઇ;
સેઠ થઇને જ્યારે સદાવત આપે, પગનાં પગરખાં પેરાવે ભાઇ
પંથી જ્યારે ઓરેરાં આવોને ભોજન જમાતા તમે જાઓરે ભાઇ ૬
પગ બળે જેરે પંથી તમારાને પગરખાં પેહેરોને પગમાં ભાઇ

ખાઓ પીયોને બેસો આસન કરો, તમે સુખે શરીરે થાવો ભાઇ
વિશ્રામ કરો તમે અબ ઘડી અ.વો પછે તમે પંથે સધાવો ભાઇ
રાજા કહે છે તમે સાંભળો શેઠીઆ અમથી જમ્યુ નવ જાય ભાઇ
મારે રૂશીને દાન દીધાં પછી અન્ન પાણી તો લેવાય ભાઇ
અન્ન પાણીતો અમે કેમ લઇએને સત જાવાને કેમ દઇએ ભાઇ
એટલો ઉતર દઇને ચાલી નીસરીઆંને ત્યાંથી તે હરશ્ચન રાય ભાઇ
તેની વાંસે સતી તારાદે આવ્યાંને પુછે પરબીઓ હવે ત્યાંય ભાઇ
પંથી તમે હવે ઓરેરાં આવોને ભોજનીઆં તમે જમતાં જાઓ ભાઇ
આગળ એક હવે ચાલ્યો જાય, બાપુ હમણાં જમીને આંય ભાઇ;
સાચું કહોને તમે સુંદરી બાઈ તમારે શું સગો થાય બાઇ
સુંદરી કહે છે એ સ્વામી છે મારો જુડો બોલ તમારો ભાઈ ૧૦
એ જમ્યા હોતતો ભલેને જમ્યા મારે રૂષીને દાનતો દેવાય ભાઈ
એટલો ઉતર દઇને ચાલ્યા જાય ભાઈ ત્યાંથી તારાદે ચાલ્યા જાય ભાઇ
ભોજનીયા હવે જમતા જાય ભાઇ ૧૧
આગળ એ જણાં વયાં જાયને ભાઇ બાપુ તારા માતને તાત ભાઇ
જમ્યાં ભોજનીઆંને પીધારે પાણી અમ આગળ કરી વાત ભાઇ
અમારો કુંવર વાંસે આવે તેને પગમાં પચરખાં પેરાવજે ભાઇ
વાટે વીશ્વામીત્રે કપટ કરયાંને ૧૨
કપટ કીધાં ઘણાં મનમાંય ભાઇ તેની મહેનત માથે પડીને
ચાલી ગયાં હરશ્ચન રાય ભાઇ એમ કરતાં સરવે કાશીએ ગયાને
ચોકમાં જઈ ઉભા રહયા ભાઈ ખડતો પુળો જેણે શીરપર ધર્યોને ૧૩
ત્રણે ઉભાં છે રહયાં ત્યાંય ભાઇ સવાભાર હવે સોનાને માટે.
ત્રણે જણાં તો તો વેચાય ભાઇ ખેલ વીશ્વામીત્ર એવા ખેલતો

સતવાદી તને નવ મેલે ભાઈ. ૧૪

કુંવર કહે છે માતાજી મોરારી મુજને રાખો તમે પાસ ભાઇ

મુજથી એકલુ રેવાય નહી, એમ રૂદન કરે રોહીદાસ ભાઇ

વાત વીશ્વામીત્ર એવી સાંભળીને, રૂશીજી બોલ્યા વચન વળી ભાઇ

ત્રણે જણાંને નોખાં લેશુને, અકીકી અરેકું જાવ ભાઇ

બીજી ગલીને બીજે ઠેકાણે કોઇ કોઇની ભેળું નવ થાય ભાઇ;

ધાત એવી જ્યારે ચડે ભરાણીને, રૂદંન કરે તારાદે રાણી ભાઇ

કાશી નગરને ગેંદરેને પોકારે હરસન રાય ભાઇ;

સવા ભાર સોનાને માટે, વેચાણા તારાદે બાઇ ભાઇ;

સવાભાર એનું સોનું લીધુંને, દાન વિપ્રને હવે દીધું ભાઇ ૧૭

સોનું લઇને રાજા સુઇ રહ્યાને, તસ્કર આવ્યો તે ઠામ ભાઇ

અરધી રાતના ઉપાડી ગયાને કોનું લેવું હવે નામ ભાઇ

નીરાશ થઇને નીશાશા નાં સત અમારૂં પ્રભુ રાખે ભાઇ. ૧૮

વેશ્યા ઘેર સતી તારાદે વેચ્યાને રૂશી ઘેર વેચાણા ભાઇ

વાંસે કુંવર હવે એકલા રહ્યા તે, વીપ્રને ઘેર જાય ભાઇ

વાંસે વીશ્વામીત્ર પડ્યા હવે, મેર મારાજને ન આવે ભાઇ. ૧૯

તારાની ટેક હવે ત્રીકમે રાખીને, તાપ દેખાડયો ભાઇ;

વેચાયા રાજાને રાણી ચાલી પોતે ત્યાં જોઇ ભાઇ

કઠણ કામ વીશ્વામીત્રેં કીધું; પણ સત જાવા ન દીધું ભાઇ

સતને કારણે હવે ત્રણે વેચાણાને, રાણી હરસન રોહીદાસ ભાઇ ૨૦

કહે દગો એને દુખ ઘણાં પડયાં, ત્રણાં તો વેચાણાં ભાઇ,

ગોવિંદની ગતી નવ જાય જાણી, રૂખી ઘરે ભરે રાજા પાણી ભાઇ

# ખંડ ત્રીજો.

દીવસની કરવી ચોકીનેરે રાતનાં ભરવાં નીર ભાઇ,
એમ કરતાં કેટલાક દીન વીત્યાને સુકઇ ગયાં શરીર ભાઇ;
આણ ઘણો રાજા મનમાં રાખે, તેમ દુખ ઘણેરાં પ્રભુ નાંખે ભાંઇ,
એક દીવસના સમે જાગે રાજા હસ્સન ચાલ્યારે જોય ભાઇ
બાર બેડાનું માથે માટલું લઇને, જળ ભરવાને તે જાય ભાઇ.
અકરૂત વીશ્વામીત્રે કીધાં ત્યારે સ્વરૂપ દેડકાના હવે લીધાં ભાઇ ૨
દેડકાં થઇને હવે માટલામાં પેઠાં બાપુ ભાર થયો તેની માંય ભાઇ;
જળ ભરી રાજા ઘડો ચડાવે, પણ રતી ઉંચો નવ થાય ભાય.
વીમાસણ હવે બહુ કરે રાય, પણ તેની તે શી વલે થાય ભાઇ ૩
જળ ભરતાં હવે જરા પોચીયુંતે ટાલ પડી શીર માંય ભાઇ,
નીશાળીઓની સાથે કુંવર, આવતા દીઠા હસ્સન રાય ભાઇ;
દેખીને કુંવર ઘણો શોક પામે, પણ દુખના દહાડા નવ વામે ભાઇ ૪
નીશાળીઆ સરવે ઓરેરા આવો; વાત કહું તમને આંહી ભાઇ
ઉંડા જળમાં તમે આઘેરા ચાલો, તો ભાર હળવો હવે થાય ભાઇ
સાંભળી રાજા સમજીને રહયા, ઉંડા જળમાં આઘા ગયા ભાઇ. ૫
તરત રૂશી હવે બહાર નીકળ્યા, ઠેક મારીને જળ બહાર ભાઇ
જળ ભરીને રાજા ચાલી નીકળ્યા, ગયા પોતાને દુવાર ભાઇ;
કોપ્યા વીસ્વીમીત્ર ભાળીને, કુંવરને નાંખુ હવે મારી ભાઈ ૬
ત્યાંથી સરવ ચાલી નીસરયાને તેની સાથે કુંવર જાય ભાઇ
ફુલડાં વીણતાં તરત ફટકાલ્યોને, પ્રાણ છોડયા હવે જાય ભાઇ
વકરૂમ વિશ્વામીત્રે કીધાંને સ્વરૂપ ભોરીંગનાં હવે લીધાં ભાઇ. ૭
નીશાળીઆ સરવ ચાલીને ગયા

જ્યાં હતી એની માત ભાઈ ફુલડાં વીણતાં તેને ફટકાવ્યોને,
તારે કુંવર હવે પડયો ભાઇ, એમ કહે છે સતી તારાદે રાણીને;
ભલું કીધું તે સારંગ પ્રાણીને ભાઇ દીઠો કુંવરને દોટજ મુકીને ૮
ઉપાડી લીધો ઉરમાય ભાઇ રંગીલો કુંવર રોહદાસ મારોરે
ખાંતીલો ખાપણ વિના જાય ભાઇ, મનના મનોરથ ગાવા ન દીધાને
લાવ એક નવ લીધેરે ભાઇ
હાથે કડાં હેમનાંરે શીરપર નવધરાં સાર ભાઇ ૯
સર્વે સણગાર તારા શા સંભારૂને મને અંગમાં ઉઠે છે ઝાળ ભામે;
કુંવર તેં તારી બાજી સંકેલીને, મને અભાગણીને એકલી મેલીભાઇ ૧૦
માતાએ કુંવર કાંધ ચડાવ્યોને સ્મશાનમાં લઈ હવે જાય ભાઈ
મસાણમાં રાજા હરસન ઉભા ભાઇ,
ભોંયનું ભાડુ માગે ત્યાંય ભાઈ, સોના મહોર જો આપો અમને
તો દેન દેવા દઇએ તમને ભાઇ માતાએ સેજ કુંવરની ખડકી ૧૧
અગ્ની મુકી હવે ત્યાંય ભાઇ; પંખી સ્વરૂપે હવે રૂશી પધાર્યાને
જ્યાં બેઠા ઇંદરરાય ભાઇ વાયે ઝડી હવે મેઘની કીધીને
અગ્નિ ઓલાવી હવે દીધી ભાઇ અરધુ બળ્યુ એનું મુદદું રહ્યુંને
હવે જળમાં તણાતું જાય ભાઇ ૧૨
બકીયુ લેએ એની માય ભાઇ તરત તેમાંથી હવે ઉપાડી લીધું.
મડાગાંઠ જ્યારે વળીને ગઇને અને ખબર નથી હવે તેને ભાઇ ૧૩
ડાકણ તારા લહેરમાં આવીને, મડા મસાણમાં ખાય ભાઇ
વારસ તેની તે ટાણે કરોને, નહિતો શહેર સમુળુ જાય ભાઇ
સીણી સુધી જઇ એનો બનાવે; પણ મેર મારાજને નાવે ભાઇ. ૧૪
સ્વારથીને શહેર સમુલુને સાથે કાશીનો રાય ભાઇ

નરને નારી ઉરેશ્વર મેલી કરને ડાકણ જોવા હવે જાય ભાઇ;
મોર આવ્યા વિશ્વામીત્ર ચાલીને જઇને ચોટલે ઝાલી ભાપ. ૧૫
ઉગમણે હવે ઝાંપલે આવીને, તેડયો ત્યાં ખીમલો મસાણી ભાઇ
સતીએ મોઢું જ્યારે સ્વામીનું દીઠું.
ત્યારે શુધ્ધ વળી છે શરીર માંય ભાઇ પતીને હાથે મારાં પ્રાણજો જાશે
ત્યાં ધારણ થઇ હવે ધીર ભાઇ એમ કહેછે સતી હવે તરદે રાણીને
ભલું કીધું તે સારંગ પ્રાણી ભાઇ, ભક્તિનો કારણે ભુવત છોડયાને;
તનમન સોંપ્યા છે શીશ ભાઇ, કહેવામાં એને દુખ પડયાં ઘણાં હજી
નો આવ્યા જુગદીશ ભાઇ, નાથ મારા જાણે નમેરા થયા ને,
પ્રભુ મારા અપરાધ શા ભાઇ.

## ખંડ ચોથો.

કાશીપુરમાં અચરત દીઠુંને અનરથ થયો અપાર ભાઇ,
પવિત્ર પુરી શીવશંકર કરીને કોપ્યા ઉમીયાનો નાથ ભાઇ;
અગ્નિ ઝરે છે નેત્રમાં ભારીને બ્રહ્માંડ નાખું હુંતો મારી ભાઇ. ૧
હરી પોઢયા વૈકુંઠમાં ને, કમળા ઢોળે છે વાય ભાઇ;
ઉફડકીને પ્રભુજી જાગીઆને, તરત કાશીએરે જાય ભાઇ,
ક્રોધ દેખી શંકરનો ભારીને, ગરૂડને મેલ્યા વીસરી ભાઇ. ૨
સ્નાન કરી સતી તારાદે આવ્યાંને, તુળસીપત્ર મુખ માંય ભાઇ,
હાથ જોડીનેરે હાજર થયાંને, હરશન વાળે છે ધાય ભાઇ,
હાથ એના ઝાલ્યા મોરારીને, રાજા બોલ્યા વચન વીચારી ભાઇ. ૩
સહવાદી રાજા હરશન કહીએને, ટેક મેલે નહિ હવે ક્યાંય ભાઇ,
રાજ ગયું ને રોહીદાસ મરાણો, એવા લાલ માથે થયા ભાઇ,
પાછું જ્યારે નથી જોતા વાળીને વાંસે ઉભા દેવ મોરારી ભાઇ. ૪

ક્રોધ કરીને રાજા હરશન બોલ્યાને, હાથ મેલી દીયોને મારાજ ભાઇ;
એટલા દીવસ તમે ઉંઘી રહયાતે, ખબર પડી તમને આજ ભાઇ;
બળવંતા તમે થાશો બેલીને, વારસ કીધી તમે વેલી ભાઇ ૫
રોહીદાસ મુવા ને હું રાણીને મારૂં, પછે હું કાઢું મારો પ્રાણ ભાઇ;
ટાઢક તમને થાય ધાણીને, સઉ કરશેરે વખાણુ ભાઇ;
ભકતીનો તો મહીમા વધારીને, વારસ વેલી કીધી મારી ભાઇ.
હસીને બોલ્યા કમળાનો પતી, ધન ધન સતવાદી રાય ભાઇ,
માગ માગ જે જોઇએ તારે, તુને આપુ હુંતો આંહી ભાઇ,
સંકટ તારાં સરવે કાપુને, જે જોઇએ તે તમને આપુ ભાઇ. ૭
વાત સુણી વિશ્વામીત્ર ભાગ્યાને. તાપ લાગ્યો તનમાંય ભાઇ.
કૃષ્ણ કહે એલા કયાં જાયો કપટને, શીક્ષા આપુ તમને આંહી ભાઇ.
ચઉદ અવતાર જાઓ શ્વાનના આપ્યાને,
સતવાદી બેઉ સંતાપ્યા ભાઇ, વિશ્વામિત્ર તો થરથર ધ્રુજેતે, ૮
મુખમાંથી બોલે નહીં કાંઇ ભાઇ, હાથ જોડીને રાજા હરશને માગ્યુંને
સાંભળો તે વૈકુઠરાય ભાઇ. વિશ્વામીત્રતો અમારો ભાઇઓને,
અવનાર એકે નવ થાય ભાઇ હેતે હરી મુખ ઓચરયા વાણીને,
વચન તમરાં શત થાય ભાઇ રાજા રોહીદાસને સજીવન કરયાને;
ભાઇ, રાજા રોહીદાસને તારાદે રાણીને.
દરશન દીધાં સારંગપ્રાણી ભાઇ, શંખ ચક્ર ને ગદા પદમ ધરીને ૧૦
દરશન દીધાં તેમને ત્યાંય ભાઇ, હાથ જોડીને રાજા હરશને માગ્યુને;
સાંભળો વૈકુઠરાય ભાઇ, ભવોભવ સ્વામી ભકતી તમારીને,
અમને દેજો દેવ મોરારી ભાઇ;
મુખે માગ્યુ તે રાજા હરશનને આપ્યુંને. ૧૧

તુઠયા ત્રીભોવન રાય ભાઇ, સત શ્રી હરીએ એનું રાખ્યુંને,
કાશી નગરમાં મંય ભાઇ સંકટ એનાં સરવે કાપીને,
અવીચળ ભક્તિ એને આપી ભાઇ ગંગાસ્નાન રાજાએ હરશને કીધુંને;
શીશ ઉધાડેને ઉભી બજારે શેહેરના મધ્યમાંય ભાઇ
નરને નારીયુ ભેળી થઇ હવે, ડાકણુ જોવાને જાય ભાઇ;
દાન દીધાં ત્યાં ઘણાં ભાઇ કાશીપુરમાં કીરતી વધારીને,
પછી અજોધ્યાએ જાય ભાઇ ખંડમાં નામા રાખીને,
પુરે એની શાસ્ત્ર સખી ભાઇ. ૧૩
કલ્યાણ રાજા હરસનનાં કીધાંને સુખ દીધાં સવાને ભાઇ.
અજોધ્યાપુરીમાં આનંદ વરતાણાંને,
જુગમાં જશ ગવાય ભાઇ, હેતે કરીને લડાવેને ૧૪
વાલો તેની વારસે આવે ભાઇ;
એક અવધખંડ બીજો વાટખંડ, ત્રીજો કાશી ખંડ કહેવાય ભાઇ;
ચોથો ખંડ પુરણ પ્રાપ્ત પ્રભુનીરે, જુગત એવી તો જણાય ભાઇ;
ચાર ખંડની ચરણ અઠયાસીને ભક્તી વૈકુંઠમાં વાસી ભાઇ. ૧૫
સોરઠ ખંડ ગીરનારની છાયા તે શહેર કુતીઆણાની મંય ભાઇ;
કીરતી રાજા હરસન તણીને, દાસ દામોદર એમ ગાય ભાઇ;
ગુરૂને પ્રણામ કરીને; કહ્યું કહેવરાવ્યું છે હરી ભાઇ. ૧૬

સંપુર્ણ.

## ગણેશનું ભજન.

જ્યાં દેખું અલેક મેરા રામ,
ત્યાં દેખું સાયબ તોરા રામ;
સોય માંણક મોરી નજરમાં આયાજી. ટેક

ગવરીના નંદ ગણેશ મનાએલા સોય,
હરદામા હરીને હુલાયા રામ;
તલભર તાળાં રજભર કુંચી,
સંત ગુરૂએ ખોલાયા રામ. સોય.
ચોરાસી ચવટાંને બાવન બજાર,
સતગુરૂએ શેર રચાયા રામ; સોય.
જલહ જલહ જોત્યજલતહે,
મોતીના ચોક પુરાયા રામ. સોય.
સંસારના સાગર મહાજલ ભરીયા,
તારણ તાર મીલાયો રામ. સોય.
મચ્છંદરના ચેલા ઘોરખ બોલીયા,
ખોજ્યા સોનર પાયા રાય. સોય.

## કેલઠગા પુરાણ તથા હાલરડું.

હરીગુરૂ સંતસ સમરીએનેરે, ચોથો ગણપતી દેવ ભાઇ,
સમરયો લખ લાભ દીએ, જેને પ્રથમ પેહેલી સેવ ભાઇ;
ગુણ ગાયેયે હરી ભકિતને, જેનેસતે સ્થંભાય અનેમાન ભાઇ.
સત વિના સાયબ ન રીજે, વાંચે વેદ પુરાણ ભાઇ
સગાળશા શેઠને ચંગાવતી રાણી, એવા નીમધારી નરનાર ભાઇ,
સાધુને જમાડીને પછે જમતાં જેનો અહોનીશ ધરમ અપાર ભાઇ,
એક સમે એને અટક પડીને, મેઘ મંડાણી મુશળધાર ભાઇ,
પરજન ઉઠયો દઇ આઠમો તો, એ તને નવ છોડે શાહુકાર બાઇ,
વરસી રહયો ત્યારે વકીલ તેડાવીયોને, દશોદશ ઘોડા જાય ભાઇ.
અભીયાગત વિના મારે અનડા ન ખપેને,

એવો કરીને કાંઇ ઉપાય ભાઇ,
વાણોતર ચાલીયા એને ગોતવાનેરે, જોયા નગર હરી દુવાર ભાઇ
તળાવની પાળે એક તપસી બેઠાને, શેઠને કીધો સમાચાર ભાઇ.
શેઠે કાને સાંભળીનેરે, અણવાને પગે થોડયા જા । ભાઇ
પ્રક્રમા તરીને પગે લાગ્યાતો, હરડામાં હરખ ન માય ભાઇ;
કહેણુ હમારા ખટ કર્મ ભાઇ,
વળલાં અભીયાગત બોલીયો,
જો હું આવું નગર મોઝર ભાઇ
તારી નારી જો આવે તેડવા,
નીકર બેશી રેશું બાર ભાઇ
હરખેથી હરીજન ચાલીઆનેરે આવ્યા પોતાને દુવાર ભાઇ
પત્નીને લાગ્યા પુછવાને હવે શો કરવો ઉપાય ભાઇ
સતી કહે છે સ્વામી હમારાને ઢીલ ન કરશો લગાર ભાઇ
અબડી જાઇએ એને તેડવાનેરે
એ માંનવી નહી પણ મોરાર ભાઇ
સામૈયા લઇનેરે સાબદા થીઆંનેરે, ગયા પુરવના પાપ ભાઇ
ભોજલના સ્વામીને ભેટીયાંરે, ટળી ગયા ત્રીહીધ તાપ ભાઇ

**કડવું.**

કનક ઇંઢોણીને કુંડીઓ, મહી જુગતે બેસારયા જદુવીર ભાઇ
સંધાવતીયે શીરપર લીધાને ભીંજાણા સતી કેરા ચીર ભાઇ
નગરના લોક ટોળે મળવાને જોવાને વરણ અઢાર ભાઇ
અનેક વાણી ઓચરેનેરે હાંસી કરે છે હજાર ભાઇ
ઉના જળ મેલી અસનાન કરાવ્યાંરે,
પોઢાડયા પલંગ વીશાળ ભાઇ.

ભાવે કરીને ભોજન અપાવ્યાંને મીઠા મેવાને પકવાન ભાઇ
ચંદન ચરશેને ચરણઓશનેરે, વીંજણે ઢોળે વાય ભાઇ
હાથ જોડીને હરીજન ઉભાને આરોપો ભગવાન ભાઈ
અનુંને દેહ મુને અગ્ની કરે છે.
સગાળશા શેઠનું સત છોડવાને, કોઢીયા થયા કીરતાર ભાઇ
આવીં દેવળમાં ઉતર્યાનેરે, દેહ કીધી છે બેહાલ ભાઇ,
દુરગંધ આવેને ભુત ભાગેરે, માખો મળીયા છે અનેક ભાઇ,
તોય ડગે નહી મંન શેઠનુંરે, એવી મોટાઓની ટેક ભાઇ,
શેઠે સાયબાને જ્યારે ઓળખ્યાનેરે;
તેના માનવી સુણજો મર્મ ભાઇ
ભોજલના સ્વામી મારે ભાવન પધારોને,
રાખવા લાજને શરમ ભાઇ.

## કડવું.

ચરણ ધોસને ચરણામ્રત લીધંને, સીધ્યાં સઘળાં કામરે.
કરજોડીને પછે કહેવાને લાગ્યાંને મંદીર પધારો મારા ભાઇ
અનિથી વાણી ઓચરોને, સાંભળો સતી મોરી વાત ભાઇ.
મારી કાય મારે હાથ નહી, સને પીડા કરે છે અતપાત ભાઇ
રથ રેવંતી જોતરૂંને, ગાદી નંખાવું ગોપાળ ભાઇ.
તેડી બેસારૂ તમને ત્રીકમાં, તમે મેરૂ કરોને મારાજ ભાઇ
વળતાં અભીયાગત બોલીયાં મારે રથ ઘોડાનું નથી કામ ભાઇ
અમે અવીનાશી રહીયે એકલાને (મ) લેશો મારૂં નામ ભાઇ
પ્રભુ મંગાવું પાલખીને માહી ઝાઝી કરાવું જતન ભાઇ
પવન ન લાગે એવા પડદા બંધાવું, જેમ રાંક રાખે રતન ભાઇ
મનગમતી રસોઇ અમે માગીલેશું,

જ્યારે જાશે તમારો ભરમ ભાઇ
સરભાગી સાધુ એપડી સોંય નહી મારે
મારે છે મારીરો આર ભાઇ
ઓતમ વરણ તમે કેમ કરશોને હઇયે કરોને વીચાર ભાઇ
કેદ્દાઇ વાડેથી તુરત મંગાવીને મેલી છે લોકની લાજ ભાઇ
ભાગ્યવાના દીનોનાથ પધારયાને ધન્ય ઘડી મારે આજ ભાઇ
નવા નવા રૂપજ અમે ધરીએને રહીએ છીયે વન મોઝાર ભાઇ
અઘોર પંથી મારે આર માણસોનો પર માટીનો નથી પ્યાર ભાઇ
નરને નરી એકઠાં મળીઅંને હવેસીઓ કરવો ઉપાય ભાઇ
પ્રભુ જોવાને આવ્યા પારખુ ને જો ના પાડીએ તો સત જાય ભાઇ
પુત્રને ચાલ્યા પુછવા રે તીશાળે શેઠ શગાળ ભાઇ
સુતને કેહેરે સાધુ આયાને તમારો કરવાને કાળ ભાઇ
કેલૈયો કે છે સત નવ છોડીએ મરને જડામુળથી જાય ભાઇ
ભાવે કરીને ભોજલ બોલીયા ધણી અટકે પડે ઓળખાય લાઇ

## કડવું.

આતે કાયા મારી અંતે પડવાની,
એમ બોલ્યો છે બુધીવંત બાળ ભાઇ;
સધુને હાથે મારૂ મોત સુધરશેને,
ટળશે જનમના જંજાળ ભાઇ
આગે મોર ધ્વજે અંગ વેરાવ્યાંને
કરણે કીધા કાયાના દાન ભાઇ
શીબી રાજાની મોટી શાખે જોખાણીને
ત્યારે સરજ્યા હતા ભાઇ

તોય સતવાદી સતનવ છોડે મરને ભાંગી પડે બ્રહ્માંડ ભાઇ

દધી રૂષીને જ્યારે દેવતા જાચ્યા

જેના વાસના કરવાતા વજર ભાઇ.

કુવાડે એંગ માંડયા કાપવા તોયે;

બોલે નહી બુધીનો સાગરભાઇ

શીર મળે પણ સામો નહિ મળે

મારે ઘેર મોહન થયા છે મેમાન ભાઇ

આવ્યો અવસર પાછો પગ કેમ ભરીયેને

તન મન ધન કુરબાન ભાઇ

હીરન પામે તમે હરમત રાખોને

જોજો ખોટાઓના મરમ ભાઇ

પરમારથ કારણ મરને પ્રાણ હોમાય ભાઇ

નહી છોડીએ સત ધરમ ભાઇ,

એટલે પડકારો જ્યારે પીતાને કીધે,

તારે હરીજન થયા હુશીઆર ભાઇ

સુતનાં વચન સાંભળીને છતીમાં ગયા સર ભાઇ

ચાક ઉપરથી જેમ પીંડો ઉતારે,

એમ કેલયયે ઉતાર્યું એનું શીર ભાઇ

અર્પણ કરીને આગળ આગળ ઉભા તારે

જોઇને રહયા જુગદીશ ભાઇ.

બેઉ નામી કહે છે બાઇને

સતી સજોને સોળે સણગાર ભાઇ

હસતાં ને રમતાં એણે સમો શુધારોને

રોતાં નહીરે લગાર ભાઇ

ફળપેલ દાન અમે લેતા નથીને
એવી આ દુનીઆની ભારે ટેવ ભાઈ;
ભાવે કરીને ભોજન બોલ્યાને,
તૈયાર આલોને તતખેવ ભાઈ.

## ભજન.

અનુભવી આવોરે આપણા દેશમાંરેજી,
ભાવથકી ભજીએ શ્રી ભગવાન દેશની તો વાતોરે.
દલ થકી દાખીએરેજી હરખે તો રીએ કરીએ રરી રસપીને અનુ૦
મરજીવાને તોરે ત્યાં મોજો મળેરેજી,
પાપીને તો બાંધી મારે છે મારે છે માર. ધર્મ કર્મ નીરે.
ધરી જ્યાં ધારણી પૈસ્નવનો તો વરતે છે જેજેકાર; અનુ૦
અખંડ ખુમારીરે, ચડી રહી અંગમાંરેજી,
રોમરોમે થઈ રહ્યો રણુકાર,જીવ થાય શીવરે:
જુગતીને જાણતાંરેજી તેજ તણો મળી રહ્યો એકતાર અનુ૦
સરીતે સમર્ટરે, ભજો સતસંગમાંરેજી.
ધરો તમે જગતપતીનુ ધ્યાન આદી અંતે મળેરે,
માની લેજો માનવીરેજી; ગુરૂ ગણપતનું એતું છે જ્ઞાન અનુ૦

## ભજન.

ભગતી તો ભાવ વીના નહી આવેરે; ગુરૂગમ કયુ પાવેરે ગુરૂ–ટેક
પ્રથમ હરી ગરૂ સંત ન સેવ્યા; મરને અનેક વાનું બનાવે.
ગુરૂ ગુથ જ્ઞાન શબ્દ સુધી નાવે;મરને પ્રેમમગન થઈ ગાવોરે. ગુરૂ૦
અજોલ પુરૂષના સ્વેનામાં ના આવે; મરને બાપે જોત્યું જલાવે

મનના મેલા અને અંતરના ભીના ઈતો પીર થઈને પુજાવે, ભગતી૦
મનના મેલાને ચાલાક ફેલા એને સત ગુરૂ શું સમજાવે.
મેલી મરજાદા ચાલે ઉભેલા ઇતો ભીતુમાં ભટકાવેરે: ભગતી૦
ફગવાની સધાશે કણુથી આવે; સાંન સંતો કેરી નાવે,
દાશ હોથી કે જેણે સંતન સેવ્યા; ઈતો નિશ્ચય ચોરાશીમાં જાવેરે ભ.

## ભજન.

ભક્તિ કેરે મારગરે; ફુલાં કેરી પાંખડીરેજી.
સુંધે તેનો સ્વાદરેજી,
કરણીના હીણારે શુરા થઈને ચાલશે રે જી,
અને કયાર ખારી મારરે હાં ભકતી૦
ધરણીના ધીંગારે; શુરા નર જે હસેરે જી,
અને મરજીવા ખેલે મેદાન રે હાં ભકતી૦
સ્વાદને સંધ્યારે; ગોપીચંદ; ગોપીચંદને ભરથરી રે જી;
જોને વનમાં ઉલટયો વઇરાગરે હાં. ભકતી૦
ગુરૂને પ્રતાપે જેઠીરામ બોલીયા રે જી;
દેજો સંતોના ચરણમાં વશરે હાં. ભકતી૦

## ભજન.

આ કળીજુગમાં કોઇ નર ઉગરયા; ભક્તિ સર્વથી ન્યારી.
અસ્થીર મનને સ્થીર કરી સ્થાવા; ભુલયા નર થાશે ખુવારી
પરનારી શું પ્રીત કરીને થાય નરકના અધીકારી આકળજુગ
પતીવ્રતાને પાય લાગતાં; હશે કો નરને નારી;
સતી હશે છે સન્મુખ રહેશે; અનેક જન દીધાતારી આકળજુગ
આપને ગોતો અમર રહેશો; ભોગી નાકી બાપી ભારી.

અંતકાળે તો એકલું જાવું; તેમાં કોઇની નહીકારી આકળીજુગ
આચે મને સત ગરૂને સેવો; દીલડાની દુગજાટારી
જેઠીરામ ચરણે દાસ દેવીઓ; મસજી લેન્ભેનરનારી આકળીજુગ

## ભજન.

પંડીત પુરાણુરિ; કુરાની તમે કયાં જાવો,
ભણીને શું ભાળ્યુંરે; અજ્ઞાની અથડી મુવો;
પોથીવાંચી પરને દેખાડે; કરે ઉદરનો ઉપાય;
કહેણી કહે ને રહેણી ન રાખે; તેણે અર્થ શો થાય,
સામા શું દોડો છોરે; પુંઠ તમે ધારી જુઓ પંડીત૦
ગુરૂ થઇને જ્ઞાન બતાવે; ટોગટ ફુકાવે કાન;
શીશ પાસે સેવા કરાવે તોય ન આવે શાન;
પ્રેમ પુરૂષ જાણીનેરે કાયર જેમ લાગે જુવો. પંડીત૦
ટોપી પહેરીને તીલક કરયાંરે; એરખા રાખે બેન્જોડ;
ધોતી ધુવે ને પોતે પખાળે; ખોટો થઇ કુ ખોડ;
માયાના અંધારેરે અલ્યા તુંતો અથડીને મુવો, પંડીત૦
તીલક તાલ પાખંડ કરે છે; આતમ ચીત્યા વીના ફોક.
મોતી પ્રતાચે નારણ કહે છે; પાખંડ કરે સૌ લોક;
બ્રહ્મ નર જાણેરે; જ્ઞાની આપ શોધી જુવો. પંડીત૦

## ભજન.

વારૂ મારા વીરારે ન કરીએ સંગ નીચનો રેજી. ટેક૦
નીચપણુ નકી નરકે લઇ જાય, વારૂ મારા૦
આકડીઆનાં દુધ અતિ ઉજળાં રેજી
તે પીધે મૃત્યુ થાય. વારૂ મારો૦

દુધડીયાં મંગાવોજે; ગવરી ગાયનાંરેજી;
સાકર ભેળે સ્વાદ અતિ ઘણો થાય. વારૂ મારા૦
બાવળીયો કંટાળોરે અતિ અળખામણોરેજી;
તેને સંગે અંગને વસ્ત્ર ઉંજરડાય વારૂ મારા૦
આંબલીયાને છાંયારે; અતી રળીઆમણારેજી
તેને સેવ ફળની પ્રાત્પી થાય, વારૂ મારા૦
ગુરૂને પ્રતાપેરે; જેઠીરામ બોલીઆજી.
દેજો અમને સંત ચરણમાં વાસ. વારૂ મારા૦
રહોદપદનાં પલ ઘડી; તમો રહો આજની રાતડીઆં.
મારા દીલની ગુજ વીનંતી કરીલ્યો હંસા વાતડીઆં ટેક૦
કમર બાંધીને ચાલ્યોરે હંસો કાયા નગરી તરછોડી
મ્રત્યુ લોકમાં હુવો સગાથી; આવ્યા આપણ દોઉ જોડી રહોને
આ કાયાને લાડ લડાવ્યાં; બહુ જતન કરી જાળવીયાં
તમે ભાર ભરી હાલ્યા પ્રાણીઆં અમને કોને ભળાવીયાં રહોને
કાયા સુંદરી રૂવેરૂદન કરી; અમે અબળા એકી તરચરિયાં
વાલે અમને મેલ્યા વનમાં; ગયો આત્મા રવડીઆં રહોને
સગુ કુટુંબ તને લુટવા લાગ્યું; સોળ સેવામાં સજ કરી
તમે રાણી ઓચાલા પ્રાણીઆ; મસાણ ભોંમીપર જળીઆ રહોને
અપાર ઉપાધી છોડો પ્રાનીયા; ઉજડ કરોહો ગામડીયા,
દાસ જેરામ ચરણે ગુણ ગાય ચરણે પડીયાં રહોને

## ગોરખના ભજન.

મનસા માલણીજીરે; ગોરખ જાગતા નર સંપીએ,
જાગતા નર સેવીએ; તુને મળે નીરંજન દેવ—ગોરખ૦

પથર પુજે હરી મલે તો; મે પુજુ ગીરીરાય,
એ પહાડકી ચકી બનત હે; પીસ પીસ જગખાય મનસા
રે માલણ લાવી ફુલડાંરે એનો કળીએ કળીએ જીવ
તોડી ફુલ દેવનકું ચડતરે, દેવ જપો તે શીવ—મનસા૦
માલણ લાવી ફુલડાંરે ધર્યાં દેવની પાસ.
ઓ દેવનમેં સાચ હોય તો કેમ ન આવે પાસ;
ટંકણ દઈ પથર ચડયો ધરયો છાતીપર વાય;
એ દેવમાં જો સાચ હોય તો ઘડનારાને પાય
એ પથરના દેવને દીજે જલમાં ડાલ ડાલ.
આપે બુડે તે કોને તારે કોણ કરે સંભાળ–મનસા૦
પુજારીના ઓશીઆલા ઠાકર ઠામે ઠામ,
બંધીવાન મંદિરના ઠાકર કહેવાના ભગવાન–મનસા૦
સેવ સુંવાળી રાંધીને ધરી દેવની પાસ.
જમનારો તો જમી ગયો ને દેવને નાવી વાસ–મનસા૦
એક ભુલ્યો દુજે ભુલ્યો ભુલ્યો સબ સંસાર,
એક ન ભુલ્યો જોગી ગોરખો કરી ભજન આધાર—મનસા૦

## ભજન.

ઉંડે કુવો સંતો જળ વીના નિત્ય ભરે પાણીઆરી;
અસત જુઠુ નવ બોલીએ બ્રહ્મા જુવોને વીચારીરે–ઉંડો૦
હેઠે કુંભાર ઉપર ચાકડો તે મેં ફરતાં દીઠા,
કીડી કેરા નેત્રમાં હસ્તી જોતાં મેં દીઠા–ઉંડો૦
નદી કેરાં નીર ઉલટયાં જઇ પરવત ચડીઆં
હરણે પાસો બાંધીયો માંહી પાડીયાં–ઉંડો૦

હેઠે ભમર ઉપર કમળ છે માળી છાબમાં દીઠા;
તેના પ્રેમલ વાયશે ચૌદ લોકમાં મીઠા–ઊંડા૦
હેઠે ગાગર ઉપર પનીહારી તે મેં ભરતાં દીઠી;
ગોરખ બોલ્યા વીનતી વાણી છે બહુ મીઠી—ઊંડા૦

## ભજન.

એરણુ અજબ બનાયામેરા સતગુરૂ,
એરણુ અજબ બનાયા; આગ મીલાકર એરણુ થાપી,
ઘડીઆ તાર મીલાયારેજી; ઉલટા પવન ચલાયા   મેરા સત૦
હરદમ હથોડા સુરતા નીસરણી, શી અકલ અટલ મીલાયા;
કણુથી કાટે કોલકડા જલાએ હૈ, આતમકુ ખુબ તાયા. મેરા ૦ત૦
સત કેરા સાયબ પ્રેમરસ પાયા, તે મારી તલપ બુજાયા;
મમતા મારી ભલા વશ કીયાં, આતમકુ સુખ આયા. મેરા સત૦
નાભી કમરપર નાવ ચલત હે, તીકેડી ધ્યાન લગાયા;
મચ્છંદર પ્રતાપે ગોરખ બોલ્યા, અમર આરા થપાયા. મેરા સત૦

## ભજન

ચાંચ પાંખ નહી કાયા, એક પંખી નજર નહી આયા,
અજબ શહેરથી હંસા આયા મોતીડા શું ગાયા;
છઠે માસ ગુરૂ જ્ઞાન બતાયા તમ ગુરૂ અને હમ ચેલા–ચાંચ.
વીના પાળ એક સરોવર ભરીયાં નીર નજરે નહી આયા;
ગુરૂ હમારા બોત રંગીલા ત્યાં બેસ કર નાયા–ચાંચ.
મુળ એક તારે વરખડીઆં ડાળ પદય નહી છાયા,
ગુરૂ હમારા બોત જ્ઞાની ત્યાં બેઠકર ફળ ખાયા–ચાંચ.
એક ગુરૂને પાંચ ચેલા પચીશ જોગણી લાયા,

એક અચંબા એસા હુવા બેટી બાપકુ જાયા—ચાંચ.
વીના સુંઢ હસ્તી દેખા પાંઉં નજરજટી આયા;
મચ્છંદર પ્રતાપે ગુરૂ ગોરખ બોલ્યા;
એ પંખી નજરે ન આયા—ચાંચ

## ભજન.

સોહી માણેક મોરી નજરમાં આયાજી
જ્યારે દેખુ ચાયા તેરી રામ,
જ્યારે દેખુ દાતા મેરે રામ. સોહી૦
ગવરીનો પુત્ર ગણેશ મનાવોરે
હેતે હાલ હુવાલો રામ સોહી૦
બાવન બજારૂં ને ચોરાશી ચૌટાં,
મારા સત ગુરૂ રમીઆં રામા સોહી૦
તલભર તાળાં રજભર કુંચી,
મારા સત ગુરૂએ ખેલ બતાયા રામ. સોહી૦
સંસાર સાગળ જળ ભરીઓ,
તારૂડે તીર મીલાયા રામ. સોહી૦
ઓરે દેવલ છોડી કરીને,
જુદા મહોલ બનાયા રામ, સોહી૦
મચ્છંદર પ્રતાપે જતી ગોરખ બોલ્યા
ખોજા નરસો પાયા રામ. સોહી૦

## ભજન.

ડાપણુ તારૂં જાણ્યુંરે ડાગ્યા ડાહયો તું થામાં ટેક
જ્ઞાન સુધારસ તુકી આખર માયા વિષ્ટા ચહામાં

રંગ રાગથી રીઝે ઘડીમાં ઘડી વૈરાગે ઝુંઝે;
તાણા તાણાથી પાપી ચેતન,
સ્થવાયો તું થામાં .ડાપણુ૦
ચેતન જાણે ચડ્યુ ગગનમાં, મન પટકી પટકે છે
ધીરે ધીરે સાધ સાધના આખો લાડુ ખામાં ડાપણુ૦
નવીન બાપડા નાથ ચરણ ધર આડો અવળો જામા
દીનબંધુમાં રાખ ભરોસો
ખાલી ખાસડાં ખામાં ડાપણુ૦
મનજી મિત્ર થઈ માર શખ્યને, બાપ પગે પડી વીનવું;
છોડ નાડ્યને હવે અનાડી,
પાતક પ્યારો પામાં. ડાપણુ૦
ધાન્ય ધરા અને ધન જન રમણી, ભલા ભલાએ મુકારે,
તારી ગતી તુ લે સુધારી જીવ, બીજામાં પ્રોમાં ડાપણુ૦
અલખ નીરંજન સીદ્ધ ધર સંગ, ચેતન આત્મારામીરે;
પાપે ડુબી ગંગા મુકી વઈતરંણી નહામાં. ડાપણુ૦

## ભજન.

અવીચળ કોઇ નહીંરે, મનતુ કર કોની આશ. ટેક
સ્વપ્નવત સંસાર દીસે, સમજપદ અવીનાશ. અવીચળ૦
આપ મુળ સ્થુળ સુક્ષ્મ, વઇરાટ ચઉદ લોક,
બ્રહ્માંડ દીસે વણસતુ માંડણી માંહી તે ફોક. અવીચળ૦
કલ્પનાએ કહીએરે વાણીએ કરીએ જેહ,
કાળ કરતવ્ય જેટલું ભાઇ અંતે વણશે તેહ. અવીચળ૦
સનીપાત શરીરનો સમયે નેર પ્રગટ થાય,

ભુવન કેશ ભુપતીને ઘર તજી વન જાય. અવીચળ૦
ચાર વરણને ચાર આસરમ અવસ્થા છે સાર,
તેને અધીકારે ઉપદેશ દેવ ગરથનો એ વિચાર. અવીચળ૦
વૈરાગે અંજન ગુરૂ આંજે ત્યારે ઉઘડે આંખ
પઃગી સઘળાં પૂરાં થાએ શાસ્ત્ર પૂરે સાખ. અવીચળ૦
અવિદ્યાને ઓળખી વિઘા વડે કરે નાશ,
પછી વિદ્યા મુકી મધ્યે ઉપજે સન્યાસ. અવીચળ૦
દ્વૈત સઘળુ ટાળતાં અદ્વૈત થઇ રહે ત્યાય,
મહા મંત્ર ખરા પુરૂષનો હવેથી ગ્રહલાય. અવીચળ૦
થાતાં તે થાયેરે નર્હીરે, જાતાં ઝટ નહીં જાય,
પિંડ પરમાત્મા તે જેમના તેમ સદાય અવીચળ૦
દેહ ભાવે ન દેખીએરે, આત્મ ભાવે નીત્ય;
એક્ષે સમજણ છુડાયેરે, અનુભવાની રીત. અવીચળ૦

## ભજન.

તારા મનમાં જાણે છે મરવું નથી જો,
જેમ પીપળીના પનાને ખરવું નથી જો. ટેક
અરે જે ઠેકાણે ઓઢાડી મંગળ ઘાટડી જો
તેજ ઠેકાણે બંધાશે તારી ઠાઠડી જો. તારા૦
જે ઠેકાણે વાજીંત્ર તારાં વાગીઆં જો,
તેજ ઠેકાણે લેવાશે તારાં છાજીઆં જો. તારા૦
તારે પ્યારી વિના કેમ ચાલશે જો,
ચુડો ભાગીને ખુણે ઘાલશે જો. તારા૦
જે ઠેકાણે લખી તારી કંકોતરીજો,

તેજ ઠેકાણે લખાશે કાપોતરી જો. તારા૦

રૂષીરાજનાં વચન સત જાણજો;

હરી ગુણ હરખે શું વખાણશે જો. તારા૦

## ભજન.

હાંરે તેં તો મનખા જમમ ગુમાવ્યો

તેં તો ફોગટ ફેરો ખાયો હે

નરનામ ન જાણ્યું તેં રામનું. ટેક.

સુઈ સુઇ સારી રેન ગુમાવી

દિવસ ગુમાવ્યો ખાઇ;

હીરલા સરખો જનમ ગુમાવ્યો

હીરો કોડીને બદલ જાય નર૦

સુખીયા મરે સુખ રીગવી

દુ:ખિયા મરે દુ:ખ કોઇ;

જનમ સગ્હી છે નેડો રામનો

તેણે સુખ દુખ સહી આ સોઇ નર૦

સુખ દેખી મત રાચીએ વીપત પડે મત કોય;

સંપત વિપત કોનુ એક છે

કીરતાર કને સો હોય. નર૦

તેં તો આથમે ફુલ્યા સો કરમાય

પડે પડે દાહાડો નમે; લખ્યું ન મીથ્યા થાય. નર૦

માતા મન જેમ બાળશું ચીત તાણું જળમાય;

ઘડી એક વીલો જો પડે

તો તલપ તલપ જીવ જાય. નર૦

અનલ પંખીને વે શ્રણું ઉડી અકાશે જાય;
દરષ્ટીથકી ફળ નીપજે
એનો સાર કહયો નવ જાય.
જેસા રંગ પતંગકા, તેશો હે સંસાર;
રામ નામ રંગ એક છે,
રોહીદાસનો પ્રાણ આધાર. નર૦

## હરદાસનાં ભજન.

નાદાનશેં ઇનસાન, કભુ આસ ના કરના;
જો દીલકા દગાબાજ, સંગ કરના તોબી ડરેના. ( ટેક ).
દીન ચારકા મીજમાન, મુકર ચલજાનો હેદ્રા સાર;
ડરના ખુદાકે કોશસેં, પાંઉ દેખ દેખ ધરનાં. નાદાન૦
હરમત રહે જયુ અપની, ઇતમાં કરોવે કામ;
કમરકુ તુંબા બાંધકે, દરીઆકુ તરના. નાદાન૦
જીસકા જો સુકન સારા નાહી, કુડેસે દગલબાજ;
બઇમાનકે નર ફસે, ઇમાન તો ન બે કરનાં.
હરદાસ હુકમ માન, બાત સારકા સદાઇ;
સાચી લગનમેં સાદી લો, સાંઇકુ શરમનાં. નાદાન૦

## ભજન.

ગુજરેગી ઉમર સારી ધંધેમે ધ્યાન તેરા,
બાહેર બતી લગાઇ, ભીતર રહ્યા અંધેરા ગુજરેગી૦
સંસાર જાન સપને જેસા હેજી ધનમે કયું ઘેરા,
ઉઠે જાગરે અજાના તું સુનતા હયકે બેરા ગુજરગી૦
જી જી કે જોરસે ચલતા, શિરપે કાલકા હે હેરા

માર ખાયગા મર જાયગા, પીછે બોત ફેરેગા ફેરા- ગુજરેગી૦
હરદાસ સાફ દીલકે લીયા સંત ગુરૂકા ચેરા
એક પલમે પાર ઉતરે નામ કયા હય તેરા. ગુજરેગી૦

## ભજન.

અપનાં દીલ સમજા નહિ તો ઓરકુ સમરના કયા
જીસકી નજરમે ઝેર હયે ઉનકા ઘર જાના સો કયા.
ઘર જાય જીનકે માન નહિ ઉનકા ઘર જાકા સો કયાં અપના૦
જીસ ચીજમે લીજત નહિ ઉસ ચીજકા ખાના સો કયા
જીસ રાગમે મજા નહિ ઉસ ગીતકા ગાના સો કયા અપના૦
ભીતર ન ભેજા પ્રેમકા મહાર ધુલવાળા સો કયા
દોજલ જફામે ગુમાગ તો રાખના છાના સો કયા. અપના૦
સુતે ગુમાઇ સાહીબી અબ જાગ પસ્તાના સો કયા
ભુલા ઉસકા નામકા ફીર ભીતરકે ચહાના સો કયા. અપના૦
નશીયત ન લગી ઉન જીવકા અંધેસે અથડાના સો કયા
ગાફલ ન બુઝે જ્ઞાનકા ફીર ઉનકા બતલાના સો કયા અપના૦
હરદાસ હરદમ સાદકે કર યાદ ગભરાના સો કયા.
વાલે વસીલે હોયકે દુનીયાસે ડર જાના સો કયા અપના૦

## ગંગદેવ દાસ.

## ભજન.

નુર દુરગા પર વાથી ખવિંદ નિતીથીચડે અસ્વારી
હુકમ કરો તો રહીએ હજુરમાં નુર દુરગા પર વારીજી—ટેક.
પાંચ તત્વકા બન્યા બંગલા દશમાંહી મેલી બારીજી
અવીનાશી તો આવોને જાવે શરભંગીના યારી નુર

છાંયાની સાખે સગપણ કીધું તન વીંધાણું સુર બાણે,
ભવ સાગરથી તારી લીધાં વાલમ તારે વાણે નુર૦
પુરવે તો પીર પોતે પધાર્યા નકલંગ નેજા ધારી
લીલાં ને પીળાં નીશાન ફરકે દરગા ઉપર વારી નુર૦
પ્રીત વિના પ્રમોદીએ જેને ખાંડ લાગે તે ખારી.
હેત વિના હરિ હાથ ન આવે હેત તણિ બલિહારી નુર૦
આતમ ચીત્યો આતમા તેણે દીલની કુબજા ટાળી,
ગંગદેવ દાર મહુરાને ચરણે અલખીઓ ઉગારી. નુર૦

## ભજન.

પ્રભુ વાલાં પીર પાદશાહ,
ધુન ધણી મેં ધાર્યાં ધુન ધણી મેં ધાર્યાં.
એવો અગટ પરચો ભાળયો,
પ્રભુ વાલા પીર પાદશાહ--
આ ન સુજે પથરા પુજે આંખલડીએ અંધારો
અંતર જોતી અળગી મેલી દીવલડીયા શું બાળો--પ્રભુ૦
ધોળામાંતો ધુળ લગાડી ખુબ બતાવ્યો ડારો,
અઢાર વરણુ એક પ્યારી નેનમાં નેન મીલાયો
મેર કરીને મંદીર પધાર્યા હેને હરી નેણુ ગાયો—પ્રભુ૦

## ભજન.

## તુલસીદાસ.

આનંદ કંદ અજોધ્યાના નાયક જાનકી ભુજવામ ટેક
પોવુ સુખ સેજ સીતારામ.
પ્રભુજીને કનક મંદીર પુષ્પ સેજ કોટી ઉદય ભગવાન

દેવતા સરવે ચોકીયે સનમુખ આયે ભગવાન. પોઢે સુખ૦
શેષ સ્મરણ કરત નીસદીન ધરત શંકર ધ્યાન
ગરવ ગજન રામરાજા સકળ પુરણ કામ. પોઢે સુખ૦
સરજુગ કીનારે અજોધ્યા નગરી જ્યાં બીરાજતા રામ
કૌશલ્યા સત સેજે પોઢે નવલ સુંદર શ્યામ. પોઢે સુખ૦
છુવારે ચંદન અંતર અગરચાં કનક ડબા ભર પાન
દાસ તુલસી લેકે ઠાકે મેવા દ્રાક્ષ બદામ. પોઢે સખ૦

## જગાડવાનું ભજન.

જાગો હરી જમના પ્રાણ જાગો મારૂં સાચું ધરેણું. સામ
વીઠલ વેલા જાગો. ટેક.
માતા જગાડે જાગો કાનુડા ગાંદરે ઉભી ગાય,
સાથ સામ સાદ કરે છે માવૈયો મેળો થાય. વીઠલ૦
વીઠલ વનમાં મોરલી બોલે સુખે થયું સવાર,
વેદ વાણી બ્રહ્મા વાંચે પુજાસો પ્રભાત- વીઠલ૦
ચકરડા ચગવા લાગ્યાં ચકવા મેળો મેળો થાય,
વેચાણ વગાડો ધેન ચરાવો ગોપીઓ મંગળ ગાય. વીઠલ૦
દેવીઓ ભગત મુકથી માગે દાસ કેરો દાસ
દરસ દેજો પરસન રહેજો વૈકુંઠ કેરો વાસ. વીઠલ૦

## ભજન.

રામને ભજ્યા વિના પ્રભુને ભજ્યા વિના
જાતી રહી જુવાની
સરોવર દેખી હશે લીધો વીસામો બાહારે
આતમ થયો મારો શેળે

હરીજન હંસલો જાણે હાલવા લાગ્યો
ત્યારે પરદેશી માળોરે પેખી. ૧
જુવાની જાતારે તુંને કાંઇ નવ સુજ્યુરે
ગઢપણ આવ્યું છાનુ છાનુરે. ૨
કાળા મટીને ધોળા આવ્યા ભાઇ
આવા મોતની નીશાની. ૩
કંકુ વરણી કાયા કામ નહી આવે
કેસર વરણાં તારાં નુર. ૪
મુવા પછી તુને સળગાવી દેશે
ત્યારે ઉડી જાય છે તારી વાણી. ૫
જરા પોંચીને તુને જમડાએ ઘેર્યો ભાઈ
રે વાંસે આંસુડાની હેલી. ૬
જોધા મતાપે ભણે ભગવાનદાસ
રંગ તારી આમાં રેલીરે રામ- ૭

## ભજન.

જા ઘર કથા કીરતન નહીં સંત નહીં મીજમાન
તા ઘર જમના દીના સાંઝ પડે સમસાના. જા૦
પુછ્યો ફગસ ક્યાહાડી કરતહે કહા દીખલાવત અંગા
એક પલમા ફના હો જાયગા જેસા રંગ પતંગા. જા૦
નાભી કમળસે નાવ ચલતહે દવાદસ મીન હેરાના
અધર તખ્તપર દેખા તમાસા સોઇ સંત ગુરૂકી સાન. જા૦
વેહ વૈરાગે ગુરૂ ગમ જાગે સત ગુરૂ નામ નીસાના જા૦
સાધુ જનકી સેવા ન કીની કીસ વાધ હોય કલ્પના. જા૦

મેરી મેરી કર કર મુરખ મિટે નહીં માન ગુમાના
કહેત કબીરા સુનો ભાઇ સાધુ કીસ બીધ હોય કલ્પના. જો૦

## કબીરનાં ભજન.

રામ નામ જપ જાણો સંતો રામ નામ જપ જાણો (ટેક)
આતમ તત્વ પીછાણો સંતો રામ નામ જપ જાણો
પૃથ્વી તેજ પવન ઓર પાની ચારે ગગન સમાણો રામ૦
કોણ મરે કોણ અવતરે ભાઇ કોણ જીતે કોણ હારે
જલકી લહેરી જલસે ઉપની કોણ તારે કોણ મારે. રામ૦
કાયા કુંભ લે જળમાંહી ધરીયા બાહેર ભીતર પાણી
ફુટી કુંભ જલસે ભરીયા શે ગત કબીરલે જાણી. રામ૦
હરી અથાહ થાહપે પાયે સાહેર સુરતા સમાણીરે
ઢીમળ જાળ ડાલે કહા કરડી માનહી હો ગયો પાણી. રામ૦
ગુરૂ બીન જ્ઞાન રામ બીત બોલે મીથ્યા વાદ કહાવે
કહે કબીર મુંગેકી સમશા મુંગા હોય સો પાવે. રામ૦

## ભજન.

રૂડા રામને મનાવો ગુણપતિ દેવને મનાવોરે હેજી,
જીરે સાગર જળી ભરીઓ;
રાજા કુડા એની પ્રજા કુડી,
કુડા કળીજુગના મેવલીઆ. હોજી જીરે૦ ૧
નર કુડા જેની નારીઓ કુડી,
કુઠા કળીજુગના નેહડી હો. જીરે૦ ૨
કાલર ભોમીમાં ખીજમત વાહલો,
પણ જો તરીએ ગાડા લાવો હો, જીરે૦ ૩

ખારા સમુદ્રમાં મીઠી એક વેરડી,
ભવસાગરમાં હીરા હો, જીરે૦ ૪
કે પાલણશી નુગરા વન ફેરવો,
અમીરસ ઘોળી પાવો હો, જીરે૦ ૫

## કુંભારાણાનું ભજન.

એ ભલો ભલો મેવાડનો રાજા રાણો કુંભોજી,
કુંભારે સરીખોરે હરીજન હેહ મળોરેજી;
ઓત્રા ખંડમાંથી ચારણ આવ્યોરે હાં
અને આવ્યો આવ્યો કુંભા તોરે મોલરે. એ ભલો૦
રૂપુ માગો તો ગઢવી સોનું આપુંરે લાં
અને આલુ આલુ ગરથને ભંડારરે એ ભલો૦
સોનુ રૂપુ મારે અંત ઘણેરૂરે હાં
હું માગુ કુંભા તારી રાણીરે. એ ભલો૦
અસત બોલુ તો મારૂ સત હારૂરે હાં,
એના સુના સુના મોલ તમારારે, એ ભલો૦
સાંજ પડી સતીએ દીવડીયા રચાવ્યારે હાં,
અને મોલે આવ્યો ગઢવી ચારણરે. એ ભલો૦
હરતાં ફરતાં ગઢવી વેગુ લાવ્યોરે હા,
અને જ્યારે જુવે કુંભો રાણો. એ ભલો૦
સવાર પડીને ચોરે ચારણ આવ્યોરે હાં,
અને સુતો માલાને જગાડયોરે, એ ભલો૦
ફરજોડીને ગઢવી પાય લાગ્યોરે હાં,
અને સાચુ સાચુ ધરમ તમારૂરે. એ ભલો૦

માલદેની કુંવરી સતી લીલાવતી એ.ત્યારે હાં,
અને માગ હરીજનના અમર.પરમાં હાસરે. એ ભલો૦

**ભજન.**

કુંભારાણા આપણે સાયબે જ્યારે સાધી રચાવીતે,
જ્યાં આઠ કુળ પરવત નવ કુળ નાગ;
સતની દોરી મેગ ધારવે ગલાઇ હેજી,
ત્યારે દુરીજન પોચ્યા સોઇ નરવાણું,
સત વિશ્વાસે સહાય મુની સીધારે હેજી, ટેક.
કુંભરાણા દીલ્લીનો સંઘ જ્યારે દુવારકાં ચાલ્યા હેજી;
ટકો આપ્યો રોહીદાસ ચમાર,
સોનાની ચુડીએ સતીએ હાથ ગરાયો.
સુંદડી મોડીઓ આવ્યા આપો આપ. સત વિશ્વાસે૦ ૨
અને કુંભારાણા સંઘરે સંગજે નવાણુ ગળાવીઅાં,
પાણી ના આવ્યાં ટાંક લગાર;
મેઘ માયરે જ્યારે કાયા હોમાવી પેજી,
ત્યારે પાણી ભરે સોઇ પાણીઆર. સત વિશ્વાસે૦ ૩
અને કુંભારાણા રૂપી માતમ ધરે જાસો રચાવ્યો,
ત્યારે પાટે પધારયા રૂપાદે નાર;
કનક થાળનો કીધો વાલે કરંડીઓ,
હેરણા હેરે માલદેરાય. સત વિશ્વાસે૦ ૪
અને કુંભારાણા પોઢા રંગમાં પર રામદે સીધાજી,
સાથે સીધ્યાં તોળલદે નાર;
દેવળ ચણાવી ધરમની ધજા બંધાવીજી,

અને ધન્ય ધન્ય અજમલ ઘર અવતાર. સત વિશ્વાસે૦ ૫
અને કુંભારાણા ઠેલડી તગરમાં ત્રણુ મુની સીધાજી,
રાવ તો રણુસી ને ખીમડો કોટવાળ;
કાશીએ જઇને કરવત મેલાવીઆ,
બાંન છોડાવ્યાં ચૌદ હજાર. સત વિશ્વાસે૦ ૬
અને કુંભારાણા આપણે ધણીએ,
જ્યારે જગત્ર રચાવીઓજી,
ત્યારે પાટે પધારયા નકળંગી રાજ;
મેઘ મા કરો શબ્દ દાખવે,
સોઇ સંતો અમરાપરમાં વાસ. સત વિશ્વાસે૦ ૭

## શીળદાસ.

જીતે સંતો આજ મંડપમાં આનંદ વરત્યોજીરે,
તમે જતીરે સાત મળી જામજેરે;
હે સંતો પ્રેમે ગુરૂજીના ચરણુ પખાળોજી,
તમે મનરે વસ્તાં ફળ માગોરે, હે સંતો આજ મંડપમાં,
જીરે સંતો પ્રથમ પારવતીએ શંકર ગુરૂ્યાજી;
ઇતો નીપજ્યો ધરમને માટેરે;
જીરે સંતો ધન ધન મન આતમ બીજ ધરમના,
ઇતો સાટવીયું ચીરને સાટેરે.
જીરે સંતો બ્રહ્મા ને બ્રાહ્મણી આવ્યાજી,
ઇતો પરમારથે પરવરીયોરે;
હે સંતો હંસલો ગીતનો હારદ લઇનેજી,
ઇતો ધરમ આપેયુને ધરીયોરે

હે સંતો ઇંદ્રને ઇંદ્રાણી પોતેજી,
ઇતો ઓળખીયા આધ સ્વામીરે;
હે સંતો અભેદાન ઇંદ્રને આપ્યાજી,
ત્યારે વીષયની વેદના વામીરે.
હે સંતો વૈલોચન બ્રહ્માની પાસેજી,
રૂડો ધર્મ રૂદેમાં ધારોરે;
હે સંતો પાછો વળીને ન જોયુંજી,
ઇતો હાથે કરી ભવ હારયારે.
હે સંતો ભકિત ભોળાપણું ભેળુ ન ચાલેજી,
તમે ખોજી શનો તો ખાજોરે;
હે સંતો શીરદાસ કે આ છેલ્લો જનમ છે,
એતો જોગ મળે તો જોજોરે.

**ભજન.**

સંતો જીવન મુકત હમારાજી, ના કછુ સાસાના કછુ ધોખા;
કર્મ ભર્મ તે ન્યારા. સંતો૦
પાંચ તત્વ તો હમકી ચીન્હા, હમકી ઠાડી કાયા;
જલ થલમેં હયે મેરા પસારા, સબ હે મેરી માયા. : સંતો૦
ઓમ સોં ધુન રણુકારા, સોહી સમર કીના;
ગુપ્ત પ્રગટ સબમે રેહેવે સો ગતકો ધીરહે ચીન્હા. સંતો૦
રેહેત પુરૂસકી ખબર ન પાવે, સાધુડા ધરો ઘર બોધ પ્રસારા;
જ્યોતી સ્વરૂપી નીરંજન, ભજન કરે રણા હમારા. સંતો૦
ખુદ વાણીમાં કહી સમજાવું, સત્ય શબ્દ હમને ભાખ્યા;
સાધુ હોય શો સમજી રેહેવે, સોઇ હમારી સાખ્યાં. સંતો૦

અણુજ લોક બુઝે નહિને, બુઝે તે હયે સંતો;
કહેત કબીર મે કહેતા ભાખ્યું, અગમ પાર અનંતા. સંતો૦

### ભજન.

સંતો ભાઇરે ઉન ઘરકી મોહે રાત સમજાયે,
જ્યાં ઘરસે બ્રહ્મા આયાજી; ( ટેક )
સંતો ભાઇરે કાયા છોડ ચલે જબ હંસા,
તબ જીવડા કહા જાઇ સમરયાજી. સંતો૦
સંતો ભાઇરે કોઇ પુજે શિવ શકતીકું,
કોઇક પીર મનાવેરેજી;
સંતો ભાઇરે અલખ પુરૂષકી આનંદ ન જાણે,
ટોગટ ફેરા ખાવેજી. સંતો૦
સંતો ભાઇરે બ્રહ્મા વીશ્નુ મહાદેવ સ્વામી,
પથરા નામ ધરાયાજી;
સંતો ભાઇરે ઉન પથરેકુ કાલ ન વ્યાપે,
સુના મર મર જાવેજી. સંતો૦
સંતો ભાઇરે ઘડીઆ દેવલકુ સબ કોઇ માને
અણઘડ ન માને કોઇજી;
સંતો ભાઇરે નુરત સુરતસે કોઇ માને,
નીરભેકા ફળ સોયેજી. સંતો૦
સંતો ભાઇરે ઘાટ વઇરાટ કછુ બાન હોતાં,
પુરણ હુતી માયાજી;
સંતો ભાઇરે અજબ રજબ દોઇ તેના બીન હોતાં,
તબ જીવડા કહાંસે આયાજી. સંતો૦

સંતો ભાઈરે મે મેરી મમતાકુ માર હટાયા,
તબ જઈ સુક્ષ્મ પાય.જી;
સંતો ભાઈરે સુરતા સોહાગણ ચરણ જોઇ લોટી,
તબ જાય પ્રીતમ પાયાજી. સંતો૦
સંતો ભાઈરે સાધન સમજ મન મેરા,
ગુરૂ ગમસે ભેદ પાયાજી,
સંતો ભાઈરે કહેત કબીર અલખ અવીનાશી,
યમકે સંકટસે છોડયાજી. સંતો૦

### ભજન.

રામ ભકિત તેં કયું નહીં સાધી, ટેક.
તે કેમ ન મુવા જીવ અપરાધી;
ધરી મનખા દેહ જગમે વીગોઇ,
પીતર પેલે વાડીમાં તન મુઇ. રામ૦
ગર્ભ ભંજત કયું ન હોઇ તેરી માઇ,
જેણે ન સેવ્યા રઘુરાયે. રામ૦
ગુનકાનો બેટો બાપ કીનહીકુ કહેવે,
ગુરૂ વિના જ્ઞાન ચેલા કીનહીંસે લેવે. રામ૦
કહેત કબીર સુનો સુંદર રૂપા,
રામ ભજન બીન પડો જમ કુપો. રામ૦

### ભજન.

બંગલા ખુબ બન્યા માહારાજ, જયાંમે નારાયણ બોલે; ટેક.
ઇશ બંગલેમે દશ દરવાજા, બીજ પવનકા થંભ.
આવત જાવત કોઇ નવ દેખે, એકી બાકા અલખા. બંગલા૦

હંસ બંગલેમે બાજત બાજે, બાજે સાંજ સલેરી;
તાલ પખાજ ઔર મરદંગ બાછે, રાગ છત્રીસેં ગાવે. બંગલા૦
હાડ ચામકી દેહ બનાઇ, તામે નાડીકા કોટ;
બાજીગર ખેલ મચાયા, રંગ ખુબ ચડાયા. બંગલા૦
પાંચ પચીસેક પાતર નાચે, મનુવા તાલ સજાવે;
સુરતકી નુરતકી મરદંગ બાજે, રાગ છત્રીસે ગાવે. બંગલા૦
રોમ રોમકી છાંય બછાઇ, ત્રણુ ગુણકા ગાલા;
કહેત કબીર સુનો ભાઇ સાધુ, ચેતન સુનતા વાળા. બંગલા૦

## ભજન.

રામ ભજનસે લાગીરે વીરા કબીરા,
કબકા ભયા વૈરાગી જી હો હો હોજી—ટેક;
ચંદ્રાબી નહોતાને સુરજબી નહોતા રે હો હો હોજી,
નોતા નવ લાખ તારારે. વીરા૦
મહાદેવજીકા જનમબી નહોતા રે હો હો હોજી,
તે દનકા ભેખ હમારારે. વીરા૦
ધરણી નોતી ક્યાં જનમ ધરૂ ગોરેજી,
નીર નહોતાં ક્યાં નાવુંરે. વીરા૦
પૃથ્વી નહોતી ત્યાં પાવ ધરૂં ગોરે હેજી;
અખંડ હોય ત્યાં જાવુંરે. વીરા૦
અઘોર અંધકારમાં કાંઇ નવ સુઝેરેજી,
નોતા ગુરૂ નોતા ચેલારે. વીરા૦
તે દીનકા મુંડ મુંડવા રે હે જી,
તે દીના ફેરૂ એકલારે. વીરા૦

પેલા જુગમાં પવન પાવડી લીધાંરે હે જી,
દુજા જુગમાં ઝોળી ઝંડારે. વીરા૦
ત્રેતા જુગમાં આડબંધ બાંધ્યાંરે હે જી,
કળજુગમાં ઝોળી ઝંડારે. વીરા૦
સહેજે સહેજે ગુરૂ ચેલા મળીઆરે હે જી,
ગુરૂ મળ્યા રામા નંદારે. વીરા૦
કહેત કબીરા સુણો સાધુરે હે જી,
આજ ભયા આનંદારે, વીરા૦

## ભજન.

રામ સમર રામ સમર રામ સમર ભાઇ,
રામ નામ સુવર બીન, બુડત ભવ માંહી. ટેક.
વનિતા સુત દેહ ગેહ, સંપતી સુખ દાઇ;
ઇનમે કછુ નહિ તેરો કાલ જાત ખાઇ. રામ૦
અજામેલ ગજ ગણિકા, પતિત કર્મ કીને,
સોબી ઉતર પાર પડે, રામ નામ લીને. રામ૦
સકર કુકર યોની ભ્રમત અબ કયું લાજ ન આઇ,
રામ નામ છાંડ અમૃત; કાહેકું વીખ ખાઇ, રામ૦
ધર્મ કર્મ તજી કુકર્મ રામ નામ લેહી
ગુરૂ પ્રસાદ સુન કબીર, રામ કર સ્નેહી. રામ૦

## ભજન

અબ તુમ કબ સમરોગે રામ,
ગભ કુલીમે જપ તપ કીને, નીકલ હુંવા બઇમાન; અ૦
બાલપનો હંસ ખેલ ગુમાયો, તરૂય પનમેં કામ. અ૦

હાથ પાંવ જબ કાંપન લાગે, નીકલ ગયો અવસાન. અ૦
જુઠી કાયા જુઠી માયા, આખર મોત નીદાન; અ૦
કહેત કબીરા સુનો ભાઇ સાધુ, જીવડા દો દીનકા મીજમાન અ૦

**ભજન**

ખલક સબ રૈનકા સપના, સમજ મન કો નહીં આપના; ટેક.
કઠણ હે લોભકી ધાર, બહે સબ જાત સંસાર. ખલક૦
ઘડા જયું નીરકા ફુટયા, પતા જયું ડારસું તુટા. ખલક૦
એસી નર જાન જીંદગાની, સમજ મન ચેત અભીમાની. ખલક૦
ભુલ્યો મન દેખ તન ગોરા, જગતમેં જીવના થોરા, ખલક૦
તજો મદ લોભ ચતુરાઇ. રહો નીશંક જગમાંઇ, ખલક૦
કુટુંબ પરીવાર સુતદારા, ઉસ દીન હોયગા ન્યારા. ખલક૦
નિશક જબ પ્રાન જાવેગા, કોઇ નહીં કામ આવેગા, ખલક૦
સદા મત જાનો એ દેહા, લગ વો રામસે નેહા. ખલક૦
કાટેકી જન્મકી ફાંસી, કહે કબીર અવીનાશી. ખલક૦

**બાપુના ભજન**

પાણીનો ખેલ બનાવ્યોરે, એની તો કડી અકકલ ધણી;
સહુથી રમનારોરે, શોભા તો એના નામ તણી. ટેક૦
ખરૂં એ પાણીને ખોટું એ પાણીને, પાણી અરીણને ખંડ;
એ પાણીથી થયાં નર નારી, એ પાણીથી બ્રહ્માંડ, પાણી૦
પાણીનું બન્યું મોતીરે, પાણીની બની હીરાકણી;
પાણીની અમુલ્ય કાયા બનાવી, હાડ ચામ લોહી માંસ;
પાણીનારે પશુ પક્ષી બનાવ્યાં, પહાડ પથરને મંસ;
પાણીના હાથી ઘોડારે, પાણીની સાલ પામરી બની. પાણી૦

પાણીનારે પચ રંગ બનાવ્યા, અઢાર ભાતનાં રે અન્ન;
હુંથી ન્યારો મારો સાંઇ બીરાજે, તેને દેખીને થયો છું દંગ,
સંગ કીધો તેનોરે, સતા તો આત્માની ગણી. પાણી૦
અક્ષરાતી અક્ષર કહ નિપાવ્યા તે અક્ષરથી નરને નાર;
ઓંકારથી ત્રણ ગુણ નીપાવ્યા, એ અઠાવીશ નીરધાર,
ઓગણત્રીસમાં મહા વિશ્નુરે, ત્રીસમાં બાપુ ગાય ભણી. પાણી૦

ભજન

નામ જેણે જાણ્યુંરે તે તો વેદ ચારે ભણ્યો,
ભેદ જેણે જાણ્યોરે. તે તો ખરો તરત બણ્યો, ટેક૦
બત્રીસ આભ્રણ અંગે ધરી નારી નાક વીના સો શણગાર;
કવીએ જો આપનું આપ ન જાણ્યું તે કેમ કરી ઉતરે પાર.
સાર કયાંથી મસશે રે, ભણ્યો ખરો પણ ન ગણ્યો. નાભ. ૧
વાંઝણી નારીને સ્વપ્ન આવ્યું છે પુત્ર નથીરે એની પાસ,
એમ ભજન દેખા દેખી કરે છે, તેની કેમ પુરી થાશે આસ;
કોને બાપ કહેશેરે, વેશ્યાએ જે પુત્ર જણ્યો. નામ૦ ૨
નામ ગુણને રૂપનો નાશ, વળી ચોથ પદ અંત્રીનાશ;
એ ચોથા પદનો ભેદ જાણે તેને કહીએ હરી તણો દાસ,
નોકરી કર્મનો રે શંસે એક પળમાં હણ્યો. નામ૦ ૩
ગરીબી રાખી તમે ગુરૂને ચાહો, કરો શબ્દનો તોલ,
આપણ થકી જો અદકા ભગતો, તેનો ધારણ કરજો બોલ;
ગુરૂને સંગ બાપુરે, અનામી નામ પોતાનો બન્યો. નામ૦૪

**ભજન**

કામ ક્રોધ ઓર લોભ મોહકો, જો જન દુર ભગાવે;

ઇસમે કુચ્છ સંદેહ નહી હે, મોથકી પદવી પાવે. કામ૦
ભવસાગરકાં કઠીન હે તરના, હર કોઇ ગોથે ખાવે;
જ્ઞાનકી બેડી સંતકી બલા નિશ્ચય પાર લગાવે. કામ૦
જબ ઇશ્વર કૃપા હોવે જ્ઞાનુ નેત્ર ખુલ જાય;
કપટ દંભકા ધુલે મેલ સબ શુદ્ધી મનમેં આવે. કામ૦
રાત અંધારી આવી ચલતી, ડગર હાથ નહીં આવે.
અગવા અપના કરે જ્ઞાનકા, જીતેંમે રાહ બતાવે; કામ૦
ઇધર ઉધર ક્યોં ફીરે ભટકતા, ક્યો મનકો ભટકાવે;
જગત પીતા પર નીશ્ચે હો તું, મન સ્થીર હો જાવે, કામ૦
ઇશ્વર ભકતી કર રાત દીન, ઉસીમેં ધ્યાન લગાવે;
ઉસીસે નીસદીન કરે યાચના, મન મંગ ફળ પાવે. કામ૦
વૈદક ધર્મ ગ્રહન કરે ઓર વેદક ચલન બનાવે,
એહ ઇશ્વરકી રહે ઉપાસક તબ પર મુકતી પાવે. કામ૦
સત્યકા સેવન જો કોઇ રખે, શુધ ચીત હો જાવે;
ઇસકે બીજાના નહી ચીત શુધ હો.
ફીત નારી ગંગા પાવે. કામ૦
અજાય અમર જો અવીનાશી હે, ઉસીશે પ્રીત લગાવે;
ઉસીકા કેવળ રહે ઉપાસક, અક્ષય સુખકો પાવે. કામ૦

**ભજન**

વાણી વાણીરે મારા સતગુરુની વાણી,
જીતવા પરણાવી આપે મુઆ ઘેર આણી—ટેટ.
ખીલો દુજે મારે ભેંસ વલોણે,
સશરો પારણીએ વહુજી હીંચોળે;

ખેતર પાકયુંરે રખવાળાને ખાધો.
ઉલટો મરગલે પારાધીને બાંધ્યો. વા૦
હેકે હાંડી ઉપર હેલો ચડીયો,
જળ કેરી માછલીએ બગલાને ગળીઓ. વા૦
આભ વરસેરે જમીન પરસે,
નેવાના નીર તે મોભેજ ચડશે. વા૦
બાવો બોલ્યારે મચંદર કો પુત;
મેલી મમતાને ભયો અબધુત. વા૦

રાગ કાફી.

**ભજન**

કીટોડી કહેતીજી એરે, ભુમી ઉપર ભારજ થશે,
અઢાર ક્ષોણી દળ અટવાઇ જશે, ભોમી તજી જઇ વ્યોમી વસીએ.
પણ ભવિષ્ય ન ભુલે, કૃષ્ણે કરયું તે કોઇથી ન મટે,
શું ડાપણમાં ફુલે હજુર હુકમથીરે, હોનાર તે સહેજે હશે. ટીટો૦
રામ પ્રગટીને રાવણ રોળ્યો. જળમાં બાંધી પાળ;
સોનાની લંકા ક્ષણમાં લુટાવી, વીભીક્ષણ કરયો ભુપાળ,
વિશે ભુજ પાડયોરે, છેદયાં મસ્તક દશે. ટીટોડી૦
પ્રેહ્લાદજીની પ્રતીજ્ઞા પાળી, ને હરણાકંસકુ હણ્યો,
નરસીંહ રૂપ ધરયું મારે નાથે, બ્રહ્માના વર ને ગણ્યો,
હાપેક્ષ સરવે હેકુરે, ઉગરે નહી ઉપાય કશે. ટીટોડી૦
ગજ ઘટ નાખીને ઇંડાં ઉગાર્યાં, પક્ષીની કરી પ્રતીપાળ.
નરસીંહ નર સર્વથી સમર્થ, રાજે કીધો રખવાળ.
ભાળ મને લાધીરે, હરી જનમાં વસે. ટીટોડી૦

## ભજન

કર મન ભજનનો વેપાર, ભજનનો વેપાર.
ધણી તારા નામનો આધાર. કર૦
પ્રથમ સમરૂ સારદા' ગણુપત લાગુ પાય,
દેવના ગુરૂ દેવ સમરૂ, મને જ્ઞાન જ્ઞાન બતાવ. કર૦
જેની દીશાએ મારો જીવ નહીં, માન મઠતું જાય.
અમ્રત પ્યાલા સભર ભરીયા, દેખતાં વીખ ખાય. કર૦
દેખતાં વીખ ખાય, કાગ વાણી છોડ માયલા, કર૦
હંસની ચાલે ચાલ, પાંજરામાં પંખી બોલે,
તેમ રામ શુંલે લાવ, માયલામાં ભાવ રાખો. કર૦
હેત રાખો ધાર, નુગરાનર શું દુર રહેત,
જાઇ એનો તાર, પાંચ સાત નવ બાર કરોડ. કર૦
તેત્રીસ તું અવતાર, રાવત રણુશી બોલીઆ,
મારા ગુરૂ એડલો તાર.

## હાથી

વાલમ તુંને વેહનીરે, નીશા તુને કયાંથી મળીરે;
આતો રંગ શેનોરે, બીએ બીજી ભાત પડી. (ટેક)
આત્મચિના વિના આત્મો તે જુઠડાં બ્રહ્મ જ્ઞાન;
ભકિત તણો જેને ભેદ ન લીધો,
તેતો મેલ હુંસો કરી પ્રાણુરે, વાલમ૦
વા થકી વઢતારે, કાડે આડી હુહ હડી,
નટવર હોકર નાટક ખેલે,
ઇતો જઈ ઉભો દ્વાર ચડી,

આ પણ ચુકયો તારો આત્મો, તો અધવચ રહેશો અડી;
જોગ તમે સાધોરે, ખેલ આવ્યો ખરાખરી. વાલમ૦
સાધુને શુરવીર સનમુખ રેજો, સાચી રામ શું સગાઇ;
પુર વિના નર પ્રગટ હોશે,
તે ધન્ય ધન્ય અદકુ સગાઇ. વાલમ૦
રણવટ ચડજોરે, સાથે લેજો જ્ઞાન ચુડી.
નીર વખ હોકર નામ સમરલે, તરવેણી ટંકશાળ. વાલમ૦
દાસ હોથીને ગુરૂ મોરાર મળીયા,
તે સબળ લીધી મારી સા;
ત્યાંથી રંગ લાગ્યોરે, કાઢી માહીથી કબુદ્ધી પરી વાલમ૦

**ભજન**

પતી તમારી રામ ચરણુમાં લાગીરે,
સુરતા મારી સત ચરણુમાં જાગીરે;
તેણે મારી ભે લાગીરે, ગુરૂ ભે ભાગીરે. ( ટેક )
સંત શબ્દ જ્યારે શરવણે સુણાવ્યોને રેણુંકાર ઉરતો લાગી,
તરવેણુના તીરજ ઉપર મોરલી મધુરી વાગીરે. તેણે૦
ઘણારે દીવસ મન કરૂં દીવાનુંરે ઘરણમાં નવ જોયું જાણી,
અક્ષી રાતી તમુને પુરૂપ મળીયા;
ત્યારે બાપે પકડી લે લાગીરે. તેણે૦
દયા કરી મન ડોલતું રાખ્યુંરે, તુષ્ણાને મેલી ત્યાગી;
સ્વામીજી આગળ જ્યારે શીસ નમાવ્યું ત્યારે,
સુરત સુતમાં લાગીરે, તેણે૦
સતગુરૂએ શબ્દ જ્યારે જરવણે સુણાવ્યો,

પણ અંતર પ્રેમ પ્રકાશી.
દાશ હાથીને ગુરૂ મોરાર મળીયા,
ત્યારે મટી ગઇ જમડાની ફાંસીરે;

## ખમો.

એણે અમર પુરૂષ પધરાયા મેરે દાતા, જેણે અવર પુરૂષ,
પધરાયા મેરે દાતા ખલકા ખુબ બનાયાજી,
બીજ વરખમાં વરખ બીજમાં, થંણું ઠાક લગાયા;
અંડન વાલે ખેડ નીપાયા, તો કરૂધિ કપાસીયાની પાયા મેરે૦
સુખમણા નારી સુતર કાંતે, સુરતા તાર મીલાયા;
તીન ગુણીકા નળી ભરાયા, પંચ તત્વ કે તાણા; મેરે૦
બપ્ર કબીર સાબ વણુવ બેઠા, હરમ તાર મીલાયા,
વણુતાં વણુતાં નવ માસ લાગ્યા;
તો પચરંગી રેજો નીપાયા.
સત સુઇ શબ્દકા ધાગા, શીવણું વાળા કીરતારા,
ટુકડે ટુકડા ભેગા કીધા તો સાકુ ખુબ લગાયા; મેરે૦
ગુરૂ હમારા સતકા જ્ઞાની જુના પીર જગાયા,
હાથ કરજોડી લખમો બોલ્યો, તો અંતે રેજો ભેગા. મેરે૦

## ભજન.

જેને દીઠડે નેણા ઠરે, બાપુ અમને એવા સાધુ મળે;
ઓદરમાંથી એક બીંદુ પ્રગટયું, ને ભગત નામ ધરે
નરક છોડાવી કરો નીયાંળો, એ અમર લોકને વરે. બાપુ૦
ચાલતા નર ધરતી ન દુવે પાપ દોષથી ડરે,
વચન વિવેકીને ચાલે સા લખણા;

તે તો પુછીને પગલાં ભરે. બાયું૦
ત્રિગુણ પુતળી સાવ સોનામાં નેહકડા ચાટ ધરે,
ગુરૂના શબ્દ અઘાટ છે, તે તો ખોને તો ખબર પડે. બાયું૦
કાયા વાડીનો ભમરલોને, સદાય ઓથ ધરે;
આરે સંસારીમાં સંત સુહાગી,
તે તો બેકડા ભજન કરે. બાયું૦
વરખા રજનો હેમજ પોપટો, તે નીરમાં નીર ભરે;
હોય કર જોડી લખમો બોલ્યો,
તે તો શાન્તીના બીંદુ ઠરે. બાયું૦

## છોટમ.

મારા સાચના સંઘાતીરે, વખતે વેલા આવજોરેજી;
મનુષ્યા જન્મ મળ્યો તુંને મોટો,
તોય હરી સ્મરણ નવ કીધું હેજી;
તારવા ભાઇ નાવ હાથ લીધું. મારા૦
પાપ કરમની કોઠી નાંખી, લોભ કપટજ ભરીયાહેજી;
સત્ય કમાણી કોરે મુકી, પાપે પેટજ ભરીયાહેજી. મારા૦
પુન્મ તણું તે નામ ન જાણ્યુ, ધર્મ મુકયો તે જાગી હેજી
અંત સમે સૌ આવી વળગશે,
કરણી કરમ પ્રમાણી હેજી. મારા૦
પ્રભુની પ્રભુતાઇ ન જાણી, વિષયમાં રહયો તું માંણી હેજી
વીષય વાસના દુર તજીને, પ્રભુને લ્યો તમે જાણી હેજી; મારા૦
પુર્વ જોગે ભેગાં થયાં છો; માત તાત તમે જાણો હેજી
પુત્ર કળત્ર તેવુંજ ભાઇ, જગમાં સૌ પ્રમાણો હેજી મારા૦

અંતકાળે જાવું જીવનને એકલું, છોટમ વીધું જાણી હેજી મારા૦

ભજન

આવું હરી ભજવાનું ટાંણુંરે, વારે વારે તુંને નહી મળેહેજી
મનુષ્યા જન્મ આપ્યો રે, મોટા મોંઘા મુલનો હેજી;
તોય હરી ગુણ ન ગાયારે. આવું૦
ગુણ તું ભુલ્યો ભગવાનના હેજી.
સમજીને તમે ચાલોરે, છીતો જમ દુવારને હેજી;
હરી ભજમાં તમે ચાલોરે, સેહેજે મળશે પુરૂષ હરી આવું૦
ખોજ કરીનેરે, જુઓ તમે નાથ હરી હેજી,
ગોત્યો તે નહીં જડેરે, એવો સારીંગ પ્રાણી;
સહેજે ગુરૂ મને મળીયારે ભજની ભાવે હરીનુજી,
એવું છોટમ ફેછેરે મારા ઉરમાં આવો ફરી. આવું૦

## પરેમદાસ ભજન.

સાધુનો માગ સાંકડો, ત્યાં કોઇ થાલે મુરારે;
કાયર કેહે નહીં ચડે, ઇછે દલના અધુરારે.
થુલીયા નર તે ઠવાય દહયા નરભે નીરવાણુ તે નવ જાયેજી.
સુળીએ ચઢવું તે તો સેહેલ છે સેહેલ છે ખાંડાની ધારરે;
અગ્નીમાં આપ અરપવું ગરવું જમીન મોઝારરે,
તેથી કઠણ અવરદાન છે, સંતો ખરારે ખરીનો ખેલ છેજી
કુત્રજાના ડાગ લાગે નહી એછે દલના દરીયારે
હળા હળ પીધું શીવજી સાધુએ અજરો જરીયારે
પાત્ર પારખ્યું તો મળે હોમ અગ્નીમાં જઇ ભરે હોજી.
ધુના ધરમને ધાર કરી ચાલ સંસારની ચાલેરે;

જે ઘાટે જગ ફોવાઇ રહયું તે ઘાટ સંતો ઓરટેરે
નીજીયા પંથ એવા નીરમણુા રેણી કેણી ન સંતો ઉજાળીરે
સત સેવાના ફળે શું કહીએ મુખ વરણવ્યા ન આવેરે,
નવધા ભકતીને ભેટતાં ભેદ ભકતોને ફાવેરે;
ચારે સંસે ટળયા એને કારણે ભંમણાં લઉં એને હુંવારણેજી.
કલંક નહિરે નકલંકી ધરમને એછે જુની ગાદીરે
મોટા અનુભવી એચ એમ આચરે એછે આધ્ય અનાદીરે;
પ્રેમદાસ વાત પ્રસીધ છે, સતો વેદ પુરાણે સીધ્યા છે હોજી.

## ભજન

આંવાને સંતો સ્વીતુ વોરીએ માલ મીસ્ટ ગુરૂ મલીયાંરે;
શીરને સાટે લઇ શાટવા ગુરૂજી અદ્દગીક દગીટારે.
શીર મળે પણ સમો નહી મળે;
સમાના ચુકયાં ભેગા નહીં ભળે હોજી.
અજર પીઆલા જે જન જીરવે આપે અલક અશધેરે;
રૂપ રંગે તો રાસે નહી તે નર નવધા સાધેરે:
વણુજુ કરેરે વેપારી ભકિતના ભોગી નર ભરીયા હોજી,
નીમ કડણનો નીજ્રરના સુરા લઇને ચાલેરે,
કાયરનું ત્યાં કામ નહી મરજીવા માલેરે,
સાચાને મને પ્રેહેલ છે ધરમ દીશાં દેખા ધુનેરે હોજી;
સાચબની ઓળગે નેતડીયાં જ્યારે જામ જાગ્યોરે.
આપ ઓડે ધણી ઓગળે ફળ ચારે ગમેરે.
અહોનીશ નીર અમરત વહે સંતને સાહેબ કરી લેખે હોજી.
એ ધરમ આધ્ય આનંદનો જુગ પેલો ધુનોરે,

સનાતન એને સંત કહે ધરણી પેલોરે ધુનોરે:
અહોનીશ તુરીજન એમ ઓચરે,
સુંલુણા નરતો સેજે તરે હોજી.
મારૂં તારૂં તમ મેલજો આ કાયાનું કાચું કાચુ રે,
અમર તન કેનું નહી સ્મરણ ગુરૂજીનું સાચું રે:
પ્રેમદાસ પામ્યા પરીબ્રહ્મને અહોનીશ ધાયાધનું ધરમને હોજી

## લાવણી

ગુરૂજી પધાર્યા જોત્યું મોટા મુનીવર મળીયારે,
અડસઠ તીરથ ઘરને આંગણે પ્રવાહ ગંગાજીના વળીયારે;
નાયાતે નર નીરમે થયા કુઠીગા કીનારે બેસી રહ્યા હોજી,
મનના માન્યા મુનીવર જો મળે આપું સરવસ સોંપીરે,
હીરલો આલ્યો ગુરૂજીએ હાથમાં રાખું તનના તાસીરે.
એ વસાણું વોરતા ગુરૂજીએ ભોળીયા હોજી;
વટને ન આપે તે દેવાળીઆ હોજી,
સંત સરોવર સેવતાં, રૂડું રતન લાવયું રે.
રતન જતન કરી રાખીએ આધ બોલે બાધુ રે,
અજાણ્યાને નવ દીજીએ ળંતો સમજીને લીજીએ હોજી
ઉચા જોયા નર ગજળા રેણી કરણીના હીંસારે,
પારકે મંદીર જઈ પાખંડ કરે ઘેર આવ્યા સામળીઆરે,
એકસને બીજો નહીં ગમે તે નજર ભકતીથી ભુલ્યા ભમે હોજી
આપ ઓડીને આજરાજે જરે રાખે મનને વારીરે;
પીતાંબર ચરણે લીધો ભણે સંતો જુવાને વીચારીરે,
અમીરસ અંણીપેરે પીજીએ તનમન ગુરૂજીને દીજીએ.

## લાલદાસ,

સોય રામ સમરો મારા આતમના આધાર,
ભરમના ભાગો તો દરશ કરો દેદાર; ટેક૦
મોહ માયા મુરખ મલકાવે અંધો કરે અહંકાર,
નુગરો સંકટ ન માને ધણી વીના ખાશે માર,
લેખાં લેશે ખુની ખરે. સોયરામ૦
સંત ધરમમાં સમજ્યો નહીને બાંધે કરમ પરીવાર,
ભકતી ન બાવે સંત ન સેવે તો કેમ મળશે કીરતાર;
કુડજ કાઢો તમે સાચુ નામ સંભારો. સોયરામ૦
રવી ગુરૂ બોલ્યા પડદા ખોલ્યા પ્રગટ કરે પોકાર,
ગુરૂ ગમ હોય તો ગોતી લેજો તરવેણી ટંકશાળ;
ગગન ગુફામાં શુણી ઝીણો ઝણકાર. સોયરામ૦
સાધુ શુરો તો સનમુખ લડશે કાયર ભજે ભેભાર,
શીરને સાટે સાહેબ શેવો તો સફળજનમ નરનાર
મરજીવાંને મોજ મળે દરબાર. સોયરામ૦
દયા દાન અસરાપર મળશે કારજ સફળ સંધાર,
હુંડી પામ્યો હજુરમાં તો કબુલ કરે કીરતાર;
ચરણમાં રાખો જન આપણો કરી ધાર. સોયરામ૦
શીળ સંતોકી નીરમળ જીવા સોહી પોચ્યા પરીવાર,
અધર સીંહાસન આપ બીરાજે આદય પુરશ નીરધાર;
સોય સુરતને લાલદાસ જાય બલીહાર. સોયરામ૦

## ભાલો લુવાણો

મન તું રામ ભજી રાણા તારે ગુણ ગોવીંદના ગાણાં હોજી,

ખોળી માયાની ખબર ન પડી પછે કળા વિના કુટાણાજી;
જુઠી માયાસે જગડા માંડયો બળે કરી બંધાણાજી મન તુ૦
કુડી માયા તારે કામ નહી આવે નહી આવે ભેળાં નાણાજી,
હરામની માયા તારી હાલી જાશે પછે હામ રેસે ટુટાણારે મ૦
કુબુધ વીના નર કુડા દીસે ભીતર નહી ભેદાણાજી;
હરી વિનાના હળવા હીડે નર ફરે નીમાણા મન તુ૦
સો વરસ સીંધુમા રહયા પણ ભીતર નહી ભીંજાણાહોજી;
જળનુ તો કાંઇ જોર નવ ચાલ્યુ પલળા નહી એ પાણા મન૦
તારા રાણી તુહી તુહી જપીયાં રોહીદાસ રૂંધાણાજી
દીક્ષ લઇને દાતાર ચાલ્યા હરીશ્ચંદ્ર હાટ વેચાણા મન૦
રાંવણ સરખા રહયા નહી તે ઇંદ્ર જેવા અગપાણાજી,
જરાસંધ સરખા રહયાને પછે કૌરવ કુટાણાં મન૦
સસીમાયા ભેળી કરને નીચે ભરીયાં નાણાં,
મુવા પછે મણુજર થઇ બેઠા તાપર રાફ રૂંધાણા. મન૦
વળી ફરી પણ વૃતિ નવ ફરી તારા બોલતા બડલાણાજી,
સુખી ફરી પણ ચલણ ન ફરી તારી ભ્રાંત ન ગઇ ભરમાણા.
અવતાર તો અનેક વર્યાને ભવે ભવ ભટકાણાજી,
જરા થસણુ જીતો નહી જીવણુ તારો લોભ ન ગયો લુવાણા મ૦

## ભજન

હંસો હાલવાને લાગ્યો કાયાનો ગઢ ભાંગો,
તમે પોહરે પ્રમાણે જાગોરે હાલવાને લાગ્યો–કાયાનો ટેક.
આપો અશાલોને રસીયા રસ વાધે,
તમે કુડ કાયાના વિરા કાઢોરે હસો૦ ૧

નીત નીત નીંદ્રા વીરા નય ખેમ રાખો,
સુતાસે સાહેબો આંધારે હંસો૦ ૨
એકે મન હુઇ અલખ આરાધો,
આંધળો આરાધવાને લાગ્યોરે હંસો૦ ૩
અવસર હુઇ રહયોને જમડા પણ આવ્યા,
ભણો લુવાણો ભાણોરે હંસો૦ ૪

## ભજન

હરી જનને વાજો સંત સમાગમ જીવને વહાલી માયા જોને,
માયામાં વીંટાણો પ્રાણી ભવમાં ગોથાં ખાય જોને,
બ્રહ્માનંદને માયા સુખ મેલી વીસીયાનંદને ધાય જોને,
સુધાનંદ તો સીંધુ ત્યાગી મ્રગ તૃષ્ણામાં નાહાવા જોને.
ઓસના મોતીય થાય ને સૌને મન ઓભાવ્યા જોને,
વસતાં જળ કે રૂડાં રવી ઉગે રેલાયા જોને,
સુત વીત દારા અલ્પ સૌ છે મધ્યાન કાળની છાંયા જોને.
મુક્તી ન ઇચ્છે આપ ન પ્રીછે શીખ્યાં કીરતન ન ગાય જોને,
નખશીખ સુધી અવીધા વાતમાં બંધાયાં જોને,
જીવન મુક્ત મ્રત્યુ સીધું તેનો વિશ્વાસ જોને;
કર્તવ્યો મોડી સીધી આગે તેના થાએ દાસ જોને.
થોડી સેવા કરી ઘણું માગે વચનની રાખે આશ જોને,
એવા જાને સાધુની સંગે જ્ઞાન ન થાય રામદાસ જોને.

## ભજન.

હોલો હોલી કહે છે રે પ્રભુ મારી વારે ચડો,
બચ્ચાં મારાં મારે રે તળે આવી ભીલ ખડો.

બાંણુ તાણીને ઉભો પારધી ઊપર આવ્યો બાજ।
દરમાંથી સર્પ જો નીકળે તો વણુશે અમારા કાજ.
ગરૂડના ગામીરે આંટા શખી રખે રહો. હાલો૦
એતામાં પ્રભુ પરહરીઆ તે સર્પ વીશે નીરવાણુ,
પારધીને પગે ડસીને તત્ક્ષણ લીધા પ્રાણ;
ત્યાંથી બાણુ છુટયાંરે બાજ આવી હેઠે પડયો. હાલો૦
કઠણ વેળામાં કામજ આવે ભજન કરે ભય જાય,
એવા સમરથ સ્વામી મુકીને કોના પુજુ પાય;
ગુન્હેગાર તોરીરે તુળસીદાસ ખરો. હાલો૦

## પરોળી ભજન.

પરોળી આ પ્રેમની એના વણનારા વીઠ્ઠલાધા, પરોળી
સતજુગમાં વણ વાવીયા ત્રેતા જુગમાં ઉગ્યો કપાસ;
દ્વાપરમાં આવી ફેરીયુરે કળીજુગમાં વીણાણા કપાસ. પરોળી૦
સંતને સરખે લોઢાવી એને પ્રેમને પીંજણે પીંજાય,
સરખી સાહેલી વલે પુણીયુરે એને ગગને ફરકે છે નાર. પ૦
બ્રહ્માએ તાણ્યો તાણોને શંકર જેવા ભરથાર,
તેત્રીસ કોડે ગ્રહયો તાગડારે એનો તાગ ગયોરે અસમાન.
પેલાદ ઓઢી અભેપદ પામીયાને ઓઢી મીરાંબાઇ દાસ,
જુનાગડમાં ઓઢી નાગર નરસૈંયેરે પછે આવી દયાને હાથ પ૦

## રવીદાસ

તારા પદ પરસરે ચારે જુગમાં ના આવુ ફરી.
ભક્તને આધીનરે ભક્ત પ્રતીપાળે હરી ટેક
તારા રૂપની શોભા શી વર્ણવું નીગમ થયારે સ્વરૂપ.

ત્રીવીધી તાપ ત્યાં જને ન માને નીરમળ આશભશે
સાચણુ ભુલ્યારે બળ અહંકાર કરી	તારા૦
કીરીટ કુંડળ સુંદર દગ લોચન અમરતની આગાર.
રામ કંઠે રામાસંગ સોહે ધનુષ બાણુ હથીયાર
ભકતના પાલનરે દઇત્ય શીંહારણુ હરી.	તારા૦
રાજા સઘળા મળીને બેઠા ધનુષ ભાંગો કોઇ,
રાવણુ સરખા કઇક રાળાણાં જેતી બુધીએ ભડી ન હોય.
રામ રામ કેજોરે સીતા મન ચીંતા ઘણી.	તારા૦
રામ લક્ષમણુ ગુરૂ સંગ આવ્યા રાસ રચ્યો છે ત્યાંહે
સીતાએ રઘુનાથને નીરખ્યા અંગે ઉલકન માય
વાચા એડી પળજોરે સુંદરવર સરસ ઘણી.	તારા૦
બાળક રૂપ સંકોમળ કાયા હાથ લીધુ કુસમાંડ
વૈદેવંતા વૈદેનંતા દેખતાં ભાગ્યું બ્રાળ ન રહયું બ્રલાંડ
જાન તેડાવોરે જનક કુંવારી ભરી.	તારા૦
પરશુરામ ખોંખારીને ઉઠયો મનમાં આણીને રોશ
રામ લક્ષમણુ સનમુખ ભેટયા બાણે કીધુ બળ સોચ
હું છું તારો બરાહમણુરે પ્રભુ તમે ચરાચરી	તારા૦
આગે સંત અનેક ઓધારીયાં ત્રાતા તરણુ રામ
અનેક જુગના ભુપ પ્રભુજી કરે રવીશ્રાસ પ્રણામ,
તારા પદ પરસારે ચારે જુગમાં ન આવું ફરી.	તારા૦

## ભજન

આવો આવો મનડાના માનેલા સાધપ્રીજી મળીએરિજી
ન આવો તો તમને નંદઆવાની આણુ નીકર વીખડાં	પીજી૦

ધાટા ધોળીનેરેજી આવો આવો૦

આજ મારા વાલાજીના નેણા નીરખી થઇ છું નીઆલ

મારા રૂદીઆ કમળમાં ટાઢા ટાઢા હીમ છે રેજી આવો૦

આજ વારી જાઉ બીજડી થારે રૂડો વાર

જમૈયોને રચીઓરે જોત્યું હવે જાગીયુરેજી આવો૦

હળાવે નેરે સેનાનારે બાજોઠ

પ્રેમે તે પધારેરે, પ્રભુજી મારી પ્રીત છે રેજી. આવો૦

માહા જગત રચીઓ મારા મંદીરીઆની સોજર

ગોવીંદ ગુલતાન થયુ છેરે કાનથીરેજી આવો૦

ભાણુને પ્રતાપે એમ મગન ભયા

રવી રામ ભજન કરશેરે હીયા હીમ ખીમ છે રેજી આવો૦

## ભજન

દલરે દરીયામાં હમેશ નાતાં કાદવ કપડાં કયું ધોતારે

પતીવ્રતા ઘેર નાર પદમણીને ગુણકાસે મન કયુ મોતા

ખાવે પીવેને મારે થીસડે સાચા માલ મુરખ કયુ ખોતા

ઉગે ત્યાં નવાવે અભાગીઓને ઇંગારે બીજ કયુ સોના

આમ્ર વ્રક્ષકી છાયા છોડકર આકડે આસ કર કયુ સોતા

હંસની સભામાં કબુ ન બેસતોને

બગલા સાથે મન ખાવે ગોથાં

સીગ્ર સરાવતાં કંઇક જુગ વીત્યાં મુવા પંછી મુખ કયું ધોતાં

આવ્યા પુરૂપને આદર ન રેતાને મુવા બાપને કયું રોતા.

કરી લેની બંદગી સાચા સાહેબની

ઓર ભરોસા સરવે ખોટા

કહે રવી સાહેબ સંતો ભાણ પ્રતાપેને
અમર નહિ રેવે તેરા ચોથા
દલ દરીયામાં હમેશ નાતા કાદવ કપડા ધોતા.

## ભજન

જાગોને મન તમે આતમરામ દેખો નઝર પાછી ફેરીરે
થડી ઘડીના ઘડીયાળાં વાગેને
કાયાનો ગઢ તારો લેશે ઘેરીરે જાગો૦
માતને તાત તારા કુટુંબ કબીલા એની બંધવ સુતની ઘેરી
તેમાંથી કોઇ તારે સંગ ન આવે
ન આવે ઘરના મેરીરે જાગો૦
એક દીન જમડા શહેરમાં ઉલટશે
ઘનશામ ચડશે એની સ્વારીરે
આરે કાયામાં ધંધુકાર લાગી રેશે
જેમ અશાડી ઘનઘોરીરે જાગો૦
દશ દરવાજા તારા બંધ કરી લેશે
ચોપદાર ઉભા રહેશે ચોક ઘેરીરે
પુન વીના તારા પાછી ન આવે તે
કોણ કરે વસ્તી તારીરે જાગો૦
તનમાં તપાસો તસે જુઓ વીચારી
મનખ્યા જનમ નાવે વારંવારરે
કહે રવીદાસ સંતો ભાણ પ્રતાપે
એક અલખ આશા તમારીરે. જાગો૦

## ભજન

સત વચનકા કરીલે નાવેડા મે રામ સતગુરૂ કાંઇ બોલેરે

માયલા શહેરમાં રતન અમુલખ
વસ્તુ છે માંહી આણુ તોલીરે — સંત૦
દલરે દરીઆમાં અખંડ દીવોરે
દેખ્યા વીના મારૂ દલ ડોલેરે
ભાતુનાં ભરીયાં ઓલા ભવો ભવ ભુલ્યારે
સત ગુરૂ વીંના તાળાં કોણ ખોલેરે — સત૦
ગગન મંડળમાં ગુપ્ત ગેબીયે બાવન અક્ષર બાર બોલેરે
તુરી તખ્તપર નામ નીરતર
તુરતે ને સુરતે જેમ નાંખેરે — સત૦
આગળની જેને હશે ઓળખાણરે
આહયો વચન છતો નહી મેલેરે
આવ્યો અવસરને ચેતો મારા બેલીડા
ફળ લાગ્યુ છે આંવલેરે
પટા લખાવ્યા જેણે ધણી હજુરમાં
કોને દરવાણી એને કેમ રોકેરે
કહે રવીદાસ મતો ભાણ પ્રતાપે
પ્રેમના પ્યાલા કોઈ સંત પીવેરે

## રૂપાદે અને માલાનું ભજન.

વાયક આવ્યાં ગુરૂવાં દેશનારેજી રૂપારાણી જથલે પધારોજી — ૧
કેમ આવું ગુરૂ મારા એકલીજીરે સુતો માલદે જાગેરેજી — ૨
નીદ્રા મંગાવું સારા શહેરનીજીરે ઉપરઅમર ઓછાદી રેહોજી — ૩
સોડમાં સુવારૂં વાસંગી નાગનેરે ખુણે ખાંટ ઢળાવુંરે હોજી — ૪
[illegible] મોતી પરોવતિઆંજીરે [illegible] [illegible] [illegible] પ [illegible] — ૫

થાળ ભરયો સગ મોતીડેજીરે રમઝમ કરતાં ચાલ્યાં હોજી ૬
ત્યાંથી રૂપાદે રાણી ચાલીઆંજીરે, આવ્યા દોડીને દરવાજે હોજી ૭
ભાઇ પોળીઆ વીરા વીનવુંજીરે, તુંતો સુતો છોકે જાગ હોજી ૮
કાંક સુતો કાંક જાગીઓજીરે, રાણી તમે કઠડે પધારોજી ૯
વ્રત રહયા એકાદશીનાંજીરે, ઇશ્વર પુજવાને જાવું હોજી ૧૦
તાળાં જડાવી જેસળ સેરનાંજીરે કુંચી માલા દરબાર હોજી ૧૧
ઉભા રહી અલખ અલખ આરાધીઓજીરે ખડગ બારીને ખોલી હોજી
ત્યાંથી રૂપાદે રાણી ચાલીયાંજીરે, આવ્યા ધણીને દરબાર હોજી ૧૩
અલખ વધાવ્યો સાચે મોતીડેજીરે સોની ઓપતી પધરાવ્યો હોજી ૧૪
સઉગતને હરી હરી મારેજીરે ગુરૂને પરણામ હોજી ૧૫
આવ્યા રૂપાદે રાણીજીરે જળહળ જોતું દરસાણી હોજી ૧૬
ચંદ્રાવળચાલ્યાં ગંડીઆજીરે સુતો માલાને જગાડયો હોજી ૧૭
ઉઠો રાણા ઉને રાજીઆજીરે, રાણીએ રાજ અભડાવ્યાં હોજી ૧૮
ઝડપ લઇ માલાદે જાગીઆજીરે, સોડમાં વાસંગી ધુધવ્યો હોજી ૧૯
કરડયાં હતાં પણ ઉગરયારેજી ચંદ્રાવળી ભાગ હોજી ૨૦
અડગ ખાંડુ લીધું હાથમાં જીરે માલદે ક્રોધ કરયો હોજી ૨૧
જોયાં મંદીર જોયાં માળીયાંજીરે ઘોડાની ઘોડારૂજી હોજી ૨૨
ત્યાંથી રાવળ માલો ચાલીઆજીરે આવ્યા દોડીને દરવાજે હોજી ૨૩
ભાઈ પરોળીઆ વીનવુંજીરે રાણીને જાતાં તે જાણીરે હોજી ૨૪
કાંક સુતો કાંક જાગીઓજીરે મુજને ખબર નથીરે હોજી ૨૫
કોપ કરી ખાંડુ ફેરવ્યુંરે પોળીરે પોળું ઉઘાડીરે હોજી ૨૬
ત્યાંથી રાવળ માલો ચાલીઆજીરે આવ્યા રૂખીને દ્વારરે હોજી ૨૭
પાછલી પછીતે ચઢીઓજીરે, નજરે ભાળીરે હોજી ૨૮

ગુરૂ મારા દેવચીજીરે જોત્યુ ઝાખી વરતાણીરે હોજી ૨૯
આપણા શહેરમાં કોઇ નહી નુગરા જીરે માલદે પધારયારે હોજી ૩૦
બરસીફલ મોજડી ઉ ઉપાડીજીરે માલદે ત્યાંથી ચાલ્યાજીરે હોજી ૩૧
સઉગતો ને હશે હરી જીરે મારા ગુરૂને પરણામ હોજી ૩૨
ગુરૂ ગુરૂ મારા દેવચીરે પગની મોજડી દે રાણીરે હો ૩૩
સઉગતો અલખ આરાધીઓ રે સ્વર્ગથી મોજડી ઉતારી હો ૩૪
તો રૂપારે પેરો મોજડીરે, કંઇ કોણે કેવરાવ્યા ૩૫
ત્યાંથી રાવળ માલો ચાલીઆરે એતો પોળીઆને મારયોજી હો ૩૬
શીખુ માગી રૂપાદે ચાલ્યારે આવ્યા દોડીને દરવાજે હો ૩૭
ઉભાં રહી અલખ બોલીઆં રે પોળીઆને સજીવન કીધો હો ૩૮
સાંકડી શેરીમાં સામો મળ્યો રે સતીનો છેડલો ઝાલ્યો હો ૩૯
રાત અંધારી આંબો લુબે ઝુબે રાણી તમે પદડે પધારયા હો ૪૦
વ્રત એકાદશીનાં રે ઇશ્વર પુજવા ગયા હતાં હો ૪૧
આપણા શહેરમાં નહી ફુલવાડીયુ રે ઢોલને ઢમકે પાણી હો ૪૨
પેલી વાડી આબુ શહેરમાંરે બીજી ગઢ ગીરનાર હો ૪૩
ત્રીજી ધણીના ચોકમા રે ચોથી થાળીમાં ઠેરાણી હો ૪૪
ઝડપ લેઇ છેલડો તાણીઓજીરે. ફુલડે છાબુ ભરાણીજી હોજી ૪૫
જે મારગડે તમે ગયાં હતાં જીરે, તે પંથ અમને બતાવો હોજી. ૪૬
એ પંથ માંવા દે હલાજીરે, એલુ ખાંડાની ધાર હોજી. ૪૭
પેલો માર મોભી દીકરોજીરે, બીજો હસલો ઘોડો હોજી. ૪૮
ત્રીજો માર કવલીનો વાછડાજીરે ચોથી ચંદ્રાવળી રાણી હોજી. ૪૯
ચાર મસ્તક લઇ આવજો જીરે રાજ પંથ બતાવું હો ૫૦
ત્યાંથી રાવળ માલો ચાલીઆજીરે આવ્યા પોતાને મહેલજી હોજી.

ચોરના મસ્તક વાઢીયાં જીરે આવ્યા રૂપાદેની પાસ હોજી ૫૨
ત્યાંથી રૂપાદે માલો ચાલીઆંજીરે, આવ્યા ધણીને દવાર હોજી. ૫૩
ગુરૂરે ગુરૂ મારા દેવંચીજીરે, મોટા ભુપ નમાવ્યો હોજિ. ૫૪
સર્વ ગતને હરો હરીજિરે. માથાનાં કાંકણુ ભરયા હોજિ ૫૫
પેલોજિ વાડયો મોભી દીકરોજિરે, બીજો હંસલો ઘોડો હોજિ ૫૬
ત્રીજો જિવાડયો કવલીનો વછડો જિરે એની માતાને ધાવે હોજિ ૫૭
ચોથી જિવાડી ચંદ્રાવળી જિરે એતા હરીની આરતી ઉતારે હોજિ ૫૮
ભલે મજનો મેઘ ધારૂવો જિરે, મુવા સજિવન કીધાં હોજિ ૫૯
ગાય શીખે સુણે સાંભળોજિરે, વઇકુંઠ એનો વાસ હોજિ ૬૦
સેઘ ધારૂ એમ બોલીયાજિરે, સંતનો વઇકુંઠે વાસ હોજિ. ૬૧

## ભજન રામદેવ પીરનિ સાવળ.

અને જીરે બાપજિ ભજન વીના મારી ભુખ ન ભાંગે રેજિ
સ્મરણુ વીના મારી તલપ ન જાય.
અવર દેવને હું નહીં જાચું રેહેજિ;
કૃપા કરોને રામ દયાળા,
અજમલ ઘેર અવતાર ધરયા હેજિ, ટેક.
જિરે બાપજિ આજ જુગમાં અમરફળ આશ હેજિ
ભવતારણુ રામો દીન દયાળ,
દુખ દારીદ્ર ટારી સુખ દેજો હેજિ,
સેવક તણા રામો સદા રખવાળ,
અજમલ ઘેર અવતાર ધર્યા રેજિ
જિરે બાપજિ મે ફુડાને મારા સત ગુરૂ સાચા હેજિ,
[illegible] જનમમાં કુપે જાણે, [illegible] હતુ ખુર ધાલે મે ધારેજિ;

નેટે શખોને ધણી એક લગાર.
અજમલ ઘેર અવતાર ધર્યો હેજિ. ૧

જીરે બાપજી પાંખ વીનાં પંખી કેમ ઉડશે હેજિ,
જળ વીનાં મછીઆના કોણ હેવાલ;
રાજ વીનાની કોણુ ગતી મેરા હેજિ,
લખપતી રામો સદા રખવાળ;
અજમલ ઘેર અવતાર ધર્યો હેજિ. ૩

જિરે બાપ મેં ગોળા ને મહારાજ મળીઆ હેજિ,
મળીઆરે માલા નીજારી, હરી ચરણે ભાડી હરજિ બોલ્યાહેજિ;
રામદે પીર મને પડશો દેખાડ,
અજમલ ઘેર અવતાર ધર્યો હેજિ ૪

## ગણુપતીનું ભજન.

રણુ જાણુ રણુ જાણુ ચાલો મેરે દાતા,
દયા ભાવે મન ભોળાજિ;
સુદ્ધ બુદ્ધ નારીનારા ચમર દોળે દાતા,
દયા ભાવે મન ભોળાજિ
રીઝયા ગુરૂદેવ સુંદાળા
ખોલ્યા મારા હદીયાના તાળાં;
પારવતીનો પુત્ર તો કહીયે. દાતા,
પીતા શંકર દેવા. રીઝયા ગુરૂદેવ૦

ઘ્રત સીંદોરનો ચડે રંગ ચોલા,
કંઠડે ફુલડાજિ માલાજિ;
કાનમાં કુંડલ ઝગકતાં આવે હે દાતા,

દરશન દીઓને દેદારા. રીઝયા ગુરૂદેવ૦
સંત સાધ કેરા કાજ બનાવદે,
જ્યામે બેઠા હે ગુરૂ મેરાજિ;
કાયા બેડી પ્રભુ પાર ઉતારે હે દાતા;
સુન સખરગઢ ઘેર્યો રે. રીઝયા ગુરૂદેવ૦
રેવાદાસ કેરી સેવા બનાયલે,
હરદામાં હુવા અજવાળાજિ;
ભાવદાસના બોલ્યા રામદાસ,
પ્રગટ કરીને પોકારા. રીઝયા ગુરૂદેવ૦

## ભજન ૬૮.

ધન ગુરૂ દાતા ને ધન ગુરૂ દેવા,
મારા સત ગુરૂએ નામ સુણાયાંજિ;
ગુરૂનો મેમા પલે પલે વખાણું.
તો પ્રાચીત સઘળાં જાયજિ. ( ટેક )
દેશ દેખડયો ગુરૂએ સુતો જગાડી,
મુને અલખ પુરૂપ ઓળખાયોજિ
બુડતાં મારા ગુરૂએ તારયા;
અમને જમડાને હાથેથી છોડાયાજિ ધન૦ ૧
ખાલ પડાવું મારા શરીર તેરુીને,
ઉપર સોનેરી રંગ ચડાવુંજિ
જોડા શીવડાવી પીરા ગુરૂને વેરાવું.
તોય ગણુ ઓશીગણુ કેમ થાવુંજિ; ધન૦ ૨
ગૌદાંન દએ મર બે મીદાંન દીએ,

કાયા કંચનના મોલ લુટાવેરેજી;
કાશી ખેતરમાં કન્યા દાન દીએ,
પણ નાવે મારા ગુરૂજીને તોલેરેજી ધન૦ ૩
સત ગુરૂ મળીઆ મારે ફેરા ટળીઆ
તો લખર ચોરાશી છોડાયાજી;
વાઘનાથ ચરણે બોલ્યા રખડીઓ,
વેલોલો મુગતીનો મારગ બતાયોજી ધન૦ ૪

## ભજન શરવણુ.

જાગી સંકો તો નર જાગજોહોજી એકાંત ધરો આરાધ,
ગરૂવો આલાંગને બેસણે રે હોજી ૭
હનુવો જતી વાયક ફેરવે
અંજનીનો પુત્ર આગેવાન, જાગી૦
એજી વીરા પાંચ કરોડે પ્રલાદ આવશે હોજી,
અને સાત કરોડે હરસન રાય,
નવ કરોડે જેસલ જનૈયો બાર કરોડે બળરાય,
એજી લીલુડે ઘોડે સાયઓ આવશે ઊપર સોનેરી પલાણુ.
માતા કુંતા ને સતી દ્રૌપદી બેઠાં દેવને દ્વાર. જાગી૦
એજી બત્રીસ હથા નર તો જાગશે હોજી ખાંડુ હાથ અઢાર
બારમણુની કમાન ચડાવશે; તેરમણુનાં તીર જાગી૦
એજી હાથશુ મહીડાં વલોવશે બેડાં ભરાશે બાર.
શેરડીએ કણુ લાગશે, તેની ખીર રંધાય. જાગી૦
એજી જુનારે જાગીડા વાગશે, વાગે ત્રંબાળુ નીશાન,
સાહેબ પરણે સુંદરી, પરણે રવી ઉગમતે ભાણ જાગી૦

એજી વીવા વીતશે મોડ થાંભલે, વરતાશે જય જયકાર;
ગુરૂને પરતાપે સરવણ બોલીઆં બોલ્યા આગમનાએંધાણ જાગીં૦

## ભગમસી ભજન.

ચાલો સતના બેલી આપણે વાયકે જઈએ રેહાં
જીરે અદસઠ તીરથ ગુરૂને ચરણે થાય. દોદ,
પહેલો પહેલો જગન રચીઓ પેલાદ રાએ રેહાં
એ હસ્તી દોરીને ચાલ્યા ધણીને દવાર
સોમા કેરા કળસ થાપ્યાં સોના કેસ પાટ રેહાં
સોનાને સીંહાસને બેઠાં નકલંક રાય,
વેદ વેદી હસ્તી દેવને દવાર રેહાં
પાંચ કરોડ કોળી પાહોળશય
શીખ સમેધી મળી કર્યો આધાર
હસ્તી ઉડી સીગલ દીપમાં જાય. ચાલો ૧
બીજે બીજે જગન રચ્યો હરસન રાએ રેહાં
ચવલી દોરીને ચાલ્યાં ધણીને દવાર
રૂપા કેશ પાટ માંડવા રૂપા કેશ કળીસ રેહાં
રૂપાને સીહાસને બેઠાં નકલંક રાય,
વેદી વેદી ચવલી દેવને દવાર રેહાં
સાત કરોડ કોળી પહોર થાય,
શીખ સમે ચવલી ઉડી વનમાં જાય, ચાલો ૨
ત્રીજે ત્રીજે જગન રચ્યો જેસળ રાયે રેહાં,
રેવંત દોરી ચાલ્યા ધણીને દવાર,
ત્રાંબા કેરાં કળશ અને ત્રાંબા કેરી પાટ રેહાં

ત્રાંબાને સીંહાસને બેઠાં, નકલંક રાય,
વેદો વેદો રેવંત દેવને દવાર રેહાં,
નવ કરોડ કોળી પાહોળુ થાય,
શીખ સમેરી મળી કરયા આરાધ
અજીઆ ઉઠી આવ્યાં કળીજુગનાં એંધાણ ચાલો૦
ચાર ચાર જુગનાં નર ચડયાં નરવાણ રેહાં
બોલીયા ઉગમશી આગમના શધાણ, ચાલો સંતના૦

## પરચુરણ પદ

જુઠી જુઠી ફેરવ માળા કાં રામની રે ટેક.
વૃથા તું આશા રાખે છે પરમ પદ ધામનીરે જુઠી જુઠી૦
કામનીમાંણી નજર કામની ગઈ ભક્તિ શું કામની,
વ્રધ થયો પણ વતિ હરામની છે, જુઠી જુઠી૦
શાસ્ત્રા માની શીખ ન માની જનતી વરથા લજ્વી કુખમાખ
થઈ ગુમાની બેઠો મતી બદામનીરે જુઠી જુઠી૦
વી શોભે માળા કરતું, કેવા ઠગ મીથ્યા જપ કરતું,
રાખી ફીકરતું બેઠો બધા ગામનીરે જુઠી૦ જુઠી૦
પાપ કરમના હકસે ઘરમાં, જો સત ફરતું જે નીજ ધાટમાં.
સાચી ધુન લગાડી હરી નામની રે. જુઠી જુઠી૦

## પદ.

હાજી ભલા ફીરનાં ફકત ફકીર, દેશ પ્રદેસમાં સોઈ ફીરના ટેક.
એક ગુરૂકા આશરા એક ગુરૂકી આંશ
તીન સેં રાજી રહીએ ઓરનસે ઉદાશ, દેશ૦

શીલ ગ્રહી નીત ક્રોમી નીલાભી નીસ્વાદ,
નીરમાંની નીત્ય રહે જગત સહીત મરજાદ. દેશ૦
રાજી રહીયે રામસેં વાં વાંમશે દુ.ર
પીઆ પીઆલા પ્રેમકા, મતવાલા મગરૂર, દેશ૦
સોઇ ફકત ફકીર હે શબ્દ સુણોંસે સુર,
શ્રીરંગ એક સાનસે શ્રી સત ગુરૂ હજુર. દેશ૦

## હરીશ્ચંદ્રનું ભજન.

હરસન કહેછે સંભળો સતી તારા રાણી
સાંભળો સુંદર વાત
કેશા તારા ધરમતો વિચાર હર૦
રૂશી માતંગને ઘરે જામૈયો સ્ત્રીઓને
બીજ દીન થાહોર વાર
પાટ મડાવી ઉપર કળસ થપાવ્યોં
મળીઆં છે વરણુ અઢાર હર૦
રૂઠડા હોતો રાજા મને મારજે
અમે છીએ અબળા નાર
પાટ ન જાણું રાજા ઠાઠ ન જાણું.
ને ન જાણું વરણુ અઢર હર૦
અમારે ચડવાને રાણી રેવંત હંસલોને
વેધ્યો તારો દેવનેં દવાડ
હાડ થોંસકરતાં મીટડે મેંભાળા
રૂશી માતંગના ઘરમાંથ હર૦

ઘેલા રાજા તમે ઘેલા શું બોલો
મુવા જીવે નહી કોય
તમારે ચડવાને રેવંત હંસલા
જવ ચરતો જોય હ૨૦
અમારે જમવાને રાણી કનંક કટોરો
મેં રાયતા શાકને દાળ
કાળી પાવળ મેં ફરતાં ફીઝ
રૂશિ મતંધના ઘર માંય હ૨૦
નથી થાળ રાજા છે કંડીઓ
માંહી જાયરે જાવંત્રીના ફુલ
અનેક જાતના બીજ બીજોરાં
માળી માગે છે તેના મુલ હ૨૦
ઘરે આવીને તમે પેરાં પટોળાં
સજો સોળ સણગાર
પારકાં મંદીરમાં મેં ફરતાં દીઠાં
રાણી શીળવંતી તે કેમ કહેવાય હ૨૦
માળીડાને વેશે મારા નાથ પધારાય
આવ્યા તરદેનીપાસ
ફુલડાનાં મુલ અમને આપો મારી બેનડી
આલોને નૌતમ હાર હ૨૦
ન માનો તેમ આને પુછે
મનડાની ભરાતુજ મેલ
પ્રેણીઓસપવન હેરસને દીઠા

રાણીએ દેખાડપ નૌતમ ખેલ હ૨૦
વચન વજના રાજા તમે કહેવાયા છો નીત્ય સનાને નાવ
દીવસંવ દેને ણુભંજેહા આપુતારા
તમે એકલડા કેમ આવમરવ
માન મેલીને રાજપાટ પધારાયા દેશી માનત ઘરમાં
રખત જ્યારે તવરાવી ગુરૂએ કાંકણુ
ગુરૂ દાન આલ્યાં તેને ત્યાંય હ૨૦
મોર મતી તારા રાણી વાંસે હરસન કેડે કુંવર રોહીદાસય
સાત કરોડના એ મુખી કવાય
એમ વિનવે છે પ્રગો દાસ હ૨૦

## લાપા.

પુછે પાંશે પાંડવે હાં હરે તમે સેણો રૂષી મારકુંડ
બીજેરે ધરમનો શ્યો વીસ્તાર
શીવને શકતી મળી ધરમ ચલાવ્યો હાં
હરે સુરજ ચંદ્રમાની સાખે, દ્રોપતીનાં કાંક ભરીઆં
સહ્ર શીવને હાથે ધાયોરે, ધારો તમે ધુનારે ધરમને.
ખાવારે ધુંસાઇને, છરે ધરમને ધાતા ન કરજે વેલુંરે હાં.
હરે તેનાં ચોવીસ પક્ષ, અડતાળીસ આદીતવાર.
અઝણીત પુનમ હ, મરકરે અભંગ એકાદશી
તોયના આવે બીજના ધરમ સમાન ધાઓ૦
વીસે વીસે વૈધ્રટ રહો, તેના ત્રીસ વતીપાત;
શશીપર ધરાઅુ પ્રચાસ, કાશારે ખેતરમાં હાં

મરને ગઉદાન દેવે તોય
નાવે બીજના ધરમ સમાન. ધાઓ૦
વાંચે વાંચે વેદરે હાં, મરને પઢે કુરાવ નવાજ ગુજારે.
મસીદે ચડી રેહાં મરને મુલ્લાં પુકારે.
તોય નાવે બીજના ધરમ સમાન. ધાઓ૦
જપે જપે જાયરે હાં, મરને સાધ્રે સરીદા;
સમાધી ચડાવે અસમાન ઉંધે મસ્તક થઇ રે હાં
પ્રભુ મરને ભુંગર તપ સાધે,
તોય નાવે બીજાના ધરમ સમાન. ધાઓ૦
બુધવારી આઠમ હા, અમાવાસ્યા કરોડ કરોડ
તમો સુણો પાંચ પાંડવો,
બીજ ધરમશી હું કયો વખાણું ધાઓ૦

## ભજન.

સંતો ઉમાને આશ્રમે નારદજી પધારયા,
ત્યારે સતીએ દીધાં સનમાન
રૂદ્ર માળના પરસ પુછ્યાંજી
એવા ઉભાને પરદેશ દીધાંરે;
હે સંતો સતી ઉમીયાજી શીવજીને પુછે
અમને ભકતી કરીને બતાવો
હે શીવજી અખંડાનંદ તમે કેવાઓ છો
મારે જન્મ મરણ અવતારરે
હે શીવજી ભકતી તણો અમને ભેદ બતાવોરે

મારે રૂદીયે આવે ઇતબારરે સતી૦
હે શાવજી જાનકી ગંગા તમે જટામાં રાખોછોજી
અને બાર કેવાઓછો બ્રહ્મચારી.
હે શીવજી નીજારી નારીને તમે વશ થયાછોજી
તેનો પ્રેમ રસ જોયો ચાખી સતી૦
હે દેવી તમે સ્ત્રી અંગ અજ્ઞાનનુંજી
તમને અજર પ્યાલો કેમ જરશે
હે દેવી કહોતો કુબેર ભંડારી કરી થાપુંજી
તમને મહા મંત્ર કઇ પેરે આપું સતી૦
હે દેવી તમારા પીતાનું મસ્તક છેદયુંજી.
પ્રજા પતી બેહા કીધોરે.
હે દેવી સતીરે સીતાનું રૂપ ધરીને
તમે રામ રાજ કરી જાણુયાજી સતી૦
હે દેવી ચૌદ લોકના કરતા હરતાજી
તેસે પરી બ્રહ્મા તે નવ જાણ્યા
ભક્તી આપો નીકર પૃથ્વી ઉથાપું
હું તો જુગમાં કરૂં ધુંધુંકારરે
હે શીવજી ચૌદ લોકને પરલે કરૂંરે
મરને જાસે સરજનહાર સતી૦
હે સતી બ્રહ્મા વિસ્નુ મહેશ મળીનેજી
સતીનાં વચન સુણીને વીચારયારે
હે શીવજી મહામંત્ર લઇ ઉમાને આપ્યોજી
અમને વળ્યુ મોતે શીદ મારો સતી૦

સંતો હરીહર દોનું હાથ જોડીનેજી
સતી ઉમાને આશ્રમે આવ્યારે
હે સંતો મહામંત્ર લઇ ઉમાને આપ્યોજી
તેના જશ રાજા ધરમે ગાયા.

## ભજન.

પ્રથમ ગુરૂ મારા દેવ છોરેજી
બીજો મારે અલખનોરે આધાર હાં
સંગતું કરીએ અંગસ્વા સાધની હોજી
સાધુ મળે ધરમ દનાળ હાં — પ્રથમ૦
ઉજળા દેખીને નવ રાચીએ હોજી
અને ઉજળે હોય વશ્વાસ હાં
ચેલા સારા પીછે ગુરૂરેજી.
તજ મન તેનો સંઘાત હાં — પ્રથમ૦
પોત જોઇને રંગ પ્રાનીએ હોજી
લાવે રૂડી ભાવ સભાતહાં
રંગણહારો વીરો શું કરે હોજી
હોય કોરી જેને કુપાત્રહાં — પ્રથમ૦
ખુંદી ચમ માતા પૃથ્વી હોજી
એને વાઢી ખમે વનરાજ હોજી
કડવા વચન બોલા સત સહોજી
અને નીરં સાયરે સમાય હોજી — પ્રથમ૦
કેળે કાંટાનો સંઘ કરયો હોજી

અને કાંટા કેળને ખાયરે હોજી
એમ નગણા માણસને પરમોદીયે હોજી
પોગળ પોતાનો જાય હાં પ્રથમ૦
વજ્ર કસોટા ઓલા સત સરોજી
તેને સોંપીએ ગરથ ભંડાર હોજી
આંખો છતો એમ બોલીઆરેજી
દેજો દેજો સતગુરના ચરણુમાં વારી પ્રથમ૦

## ભજન.

કોટવાલ ઉભો ને મોલું માંયરે
માનેતી રાણી વાય ઝીલો હોજી કોટ૦
સોના રૂપાનાં તોળલ બાજોઠ ઢળાનોજી.
મોતીડાના ચોક પુરાવો
માનીતી રાણી વેલા પધારો હોજી. કોટ.
ભાત ભાતના તોળલ ભોજન નીપજાવોજી
ભાત ભાતના પાટલા ઢળાવો
મારા ગુરૂજીને ભાવે જમાડે હોજી કોટ૦ ૨
ગંગા જમનાનાં તોળલ નીર મંગાવો હોજી
તુરત સુરત પાણીઆરી
એ સાધુડાંને નીરતો પીવરાવો હોજી. કોટ૦ ૩
સોના રૂપાના તોળલ કોટ ચલાવોજી.
ફરતી મંદીઆની ખાઇ.
વીસ મારા રણુની ઝીલો હોજી. કોટ૦ ૪
આવે ઓરડીએ સંતને તોળલ પોઢાડોજી;

આજ મારે મંદીરીએ અજવાળાં છે
આસો સાવણ ભાદરવો ગાજે હોજી. કોટ૦ ૫
ગુરૂને પ્રતાપે સતી તોળલ બોલ્યાજી,
મારા સંત અમરાપર માલો;
ઇસાધુડાને ફરી તેડાવે હોજી. કોટ૦ ૬

## ભજન.

ક્યાં ક્યાં જઇ ચડે છે મનતું ક્યાં ક્યાં જઇને ચડે છે,
એક ઘડી કદી શાન્ત ન થાતું શું દી ધાડ ધડે છે. મ૦
પોહોચે પાતાળે તું ક્ષણમાં આકાશે અથડે છે,
સમજે સાર અસાર પણ, જઇને કુવામા પડે છે. મ૦
પળમાં ખ્યાલ કરી ખુશી થાતું, પલમાં પછું રડે છે;
ડરતાં જન જાહેરમાં કરતાં. તેજ નને નડે છે. મ૦
પરના સુખથી નાહક બળતું, નિત્યદીન શું બબડે છે.
ઘડીમાં વળી પસ્તાતું પાપથી ને ઘડીમાં તારૂં ઘડે છે. મ૦
મિથ્યા માન અને સ્વમદથી, ફુલા તું શું સડે છે.
જન્મ મરણને દુખ આ ભવનું સઘળું તારા વડે છે. મ૦
આ જગમાં સૌજન પર કેવું તારૂં રાજ્ય કહે છે;
ફરી વશ તુને કોઈ વીરલા, હરી પદમા તો જડે છે. મ૦

## નરસીંમેતા.

મોહન તારી માળારે આઠે પોહોર મુકું નહી,
કાઢી અંગે કાળા ચિતડેથી હું ચુકુ નહી ટેક૦
જેમ પપીયા પીયું પીયુ રટતો રાખી ટેક;

સરસરીતા જળ થકી પીયે ન કીપું એક;
તેમ જપું તુંજ નામને વ્હાલ ધરી વીશેક:
બીજા બંધા ચાળારે તેને કને ઢુંકું નહી,
જેમ લઈ શીર બેડલું પનીહારી પંથ જાય,
બોલે ચાલે કર તાળીલે, સુરતાં બેડા માંય;
તેમજ મારી સુરતા લાગી, ત્રીકમ કેર પાય.
વળગે વીષય વાળાને, તેને માથે થુકું નહીં;

## સરીબાઇનું.

## ભજન.

શરીબાઇએ સત આદરીઆંને, જાતના છે કુંભાર રે;
ભોંમાં ગગાવ્યાં જેણે બાયકાંને સેવા તે રામનું વામરે (ટેક)
સરસ્વતી સારદાને વીનવું ને ગણુપત લાગુ પાયરે,
વીલાને નામે વાવરો તો તરીને ઉતરશો ભવપારરે યરી૦ ૧
રામ કહે તે પર કંશજ કોપેને પ્રેલાર કાઢે તેના પ્રાણરે,
ચોકી ફરે એના શહેરમાંને જોતાં ફરે કોઇ જાણુ રે; શરી૦૨
શરીબાઇ કહે રામની ભકતીને નીશદીન લેતી નામરે,
આછુ ભજન કરે એકાંતે ને ગમન જાણે કોઇ ગામરે શ૦૩
કાચા ઠામતો કુંભારે ધડીઆંને બેસી મીની બાહરે:
મધ્યે બચયાં આવ્યાં મજુઆરી કેરાંને;
માથે મેલ્યો છે ઈંગાર શરાબાઇ ૪
મધ્યે ખડકયાં ત્યારે મણુઆરી નોતી ને,
પાયલી બસ્વાને ગઈતી પેટેને;

ઓદરને ભરીને પાછી આવી ત્યાં નજરે બચ્ચાંની નેહરે. શ૦ ૫
વાચા વિનાની ફરે વિલખતી ને ઠરી નવ બેસે ઠામ રે,
હાકાને બાંક્ષ ઉડિઉ કાઢેને ઘડીક ઘરમાં ને ઘડીક બારરે શ૦ ૬
શરીબાઈ કહે છે તુને શું થયું બાઈને ઘેલી કરેછે ગમનરે.
બેસતી નથીને બારણે જાય છે કથા સાંભળીને કાનરે. શ૦ ૭
શરીબાઈને મણુઆરી સમજાવે છેને દલમાં વાલેછે દયાલરે,
અંતર વેદના ઉપની મારા બળે છે નીભાડામાં બાળરે. શ૦૮
પછવાડે પ્રલાદ આવીઆને સાંભળ્યું રામનું નામરે,
હું આવ્યે નીંભાડો ફોલજેનેરે હરણા કંસની આણ રે:
શરીબાઈ૦ ૯
સાંભળી પેલાદ આવીઆ ચાલીને, શરીબાઈ ફેરે ઘેર રે,
આમાંથી બચ્ચાં ઉગરે તો સાચુ રામનું નામરે. શ૦ ૧૦
શરીબાઈએ પછી શીખજ દીધીને પેલાદ ગયા એને ઘેર રે,
ચાલીને મોત આવ્યું ત્રણે જણાનું,
શીદને ચીંતા કરે છે રે, શરીબાઈ૦ ૧૧
ચડતા પહોર ચાર વીત્યાને, ભલે ઉગ્યો રે ભાણરે,
સાર લેજો મારી સામળાને હું તો વાલા કરું છું વખાણરે ૧૨
પાક્યો નીભાડો પણ પેલાદ ન આવ્યો,
શરીબાઈ કહે છે સાચરે,
પરજાપત તો જેને પોકારે ને જાગીને રાજા મહાજનરઘ શ૦ ૧૩
પ્રલાદ આવ્યાને પલંગ બેસાડ્યાને મળીને દીધાં બહુ માનરે;
જુવોને મેદની જોવા મળીછે નેનોનું સાંભળ્યું કાનરે. શ૦૧૪
જુવોને મેદની જોવા મલેછે તેનોતું સાંભળ્યુ કાનરે શ૦

પરજાપતતો પાતર વગાડેને, હાંડલા લઇને હાથરે,
હસતાં રમતાં બચ્ચાં બારણે નીકળ્યાં બારણે નીકળ્યાં,
ને સાંભળો એમ સારરે. શરીબાઇ૦ ૧૫
બીલાડીને પછી બચ્ચાં ધાવેને સૌ ભાળે એમ શાથરે
બળતામાં વાલે એને ઉગારી લીધાંને,
હરીને હજાર હાથરે. ૧૬
પેલાદ કહે છે આનો પ્રભુજી સાચાને,
ખોટા હરણાકંસના ખેલ રે,
મનખા જનમ મને મારો જે આપ્યો હતોને,
મેલો મનડાનો મેલરે. શરાબાઇ૦ ૧૭
તરત હરણા કંસે પંડિત તેડાવ્યાને ભણતો ભુલે આ નામરે,
પત્રો અક્ષર એ તો મરાજ માંડોને રેશે હરી રામરે. ૧૮
કંસ કે છે બેટા તેં કુંડું કર્યું બહુ કામરે,
સોનલા પર તુને સાબદું આપુ ને,
તું મેલી દેને રામનું નામરે. શરીબાઇ૦ ૧૯
પેલાદ કહે છે બાપું હું નહીં પુત્રતારોને તું નહી મારો તાતરે
રામના નામ વીના રાજને શું કરને,
એ બોલ્યા રામયો દાસને. શરીબાઇ૦ ૨૦

## ભજન

એવા સતગુરૂ નોધારાનો આધાર,
એકલાનો બેલી ભાગ્યાના ભેરૂજી— હોજી
હેરે શ્રી કૃષ્ન જ્યારે દડે રમવા આવ્યા ત્યારે.

ભુપત સંઘ એના ભેરરે.
દક્ષને દોટવી હરીએ જમનામાં નાખ્યો ત્યારે,
કાળી નાથીરે લાવ્યાજીરે. એ૦
તરે હરણા કંસને હાથે હણીઓ ત્યારે.
સંત પ્રલાદ એનો છોરરે;
પેલાદ કારણ થંભ ધખાવ્યો ત્યારે.
થંભ ધારીને થયા ભેરરે. એ૦
કોલવા ભગતને જ્યારે સંકટ પડયું ત્યારે,
ધ્યાન એકાંતે જઇ ધરયુરે;
ભાઇ કોલવા ભગત ઉપર કરૂણા કરી ત્યારે;
દરશન દઇને દેવલ કેરરે. એ૦
આમુના નર તમે અનેક ઉધાર્યા ત્યારે,
મુજ રંગપર કરો તમે મહેરરે,
કહે રવીદાસ સંતો ભાણ પ્રતાપે ભાઇ,
ભગવાન થાજો એના ભેરરે. એ૦

## ભજન

મારગે મળ્યારે મારગે મળ્યા,
આજ હરજી અમને મારગડે મળ્યા. (ટેક)
ટુંકારો કરીને અમને બોલાવ્યાં
સુણી સામળીઓ કળકળ્યા. આ૦ ૧
બડબડતા મુખ ચડાવી ચાલ્યા,
ખાળવા માંડ્યા તો નવ ખસ્યા. આ૦૨

અમે કહ્યું કે આમ શું કરોછો,
નંદકુંવર આવડા શું ચરયા. આ૦ ૩
લાલ અમ ઉપર કરો શેના લાગ્યો,
શું સમજી ભોમાળા છળ્યા. આ૦ ૪
એમ કહી કરગરીને કરી વીનતી,
ત્યારે દેખના દીન રસ્યા. આ૦ ૫
એ પુરૂષનો સંગ છે વ્હાલો,
બીજા પુરૂષને સંગ બરયો. આ૦ ૬
પહેલાં આતડા ને અતડા રહેતા,
હવે અમારા સંગમાં ભરયા. આ૦ ૭
વંદ્રાવનની કુંજ ગલનમાં,
રંગ ભોગ રમવા વિઠલ ભસયા, આ૦ ૮
આજનો દીન આણંદનો ઉગ્યો,
રાસલાવતામાં તરત ફરયા. આ૦ ૯
વ્યાસ વલ્લભનો નાથ પ્રસન થયા,
ગોકુળમાં પછી પ્રીતે પરયા, આ૦ ૧૦

## ભજન

ગરૂ શું માધવને મળવા, ઘરમાં લાગે છે કળટળવા,
બાનુ કાઢીને જાઉં દળીવા, સગાંને મેં માંડયાં છળવા. મ૦ ૨
હરખી હું હરજીને હળવા મેરાં માત તાત લાગ્યા બળવા. મ૦ ૩
વ્યાસના નાથનું લાગી ડળવા મારી જબરી જાત લાગી ગળવા. મ૦૪

## ભજન

સંત વેપારી હરી નામનારે, જેને જોઇએ તે વેહેરીલેજો-જેને (૨)

અવસર એવો નહીં મળેરે, છેલ્લી વખતના ફેરાજી—છેલ્લી (૨) સં૦
ચઊદ લોક ચકડોલતારે પીંડની પેઠે ફરશોજી પીંડાની (૨)
જેમ કુંભારના હાથમાં, આખર કદી ઉગરશોજી—આખર (૨) સં૦
સતસંગ તજે નર વેગળારે, તે નર ભરમે ભુલાંજી—તે નર (૨)
કર્મ ઘેનમાં ઘેરાઇ રહ્યાં છેલ્લી પગટીએથી ફુલ્યાજી—છેલ્લી (૨) સં૦
હેતે હરી રસ વહોરીએરે, હરીજનને હારેજી—હરી (૨)
તે નર પાછા નહી પડે ચોરાસીની ધારેજી ચોર. (૨) સંત૦
શિલ સતકાદીક વહોરીલુરે ધરે પ્રેહલાદે પીધુંજી. (૨)
કપીલ આદી મુની નારદે મન ભાવે તે લીધુંજી—મન (૨) સંત૦
ભગુતા ભવસાગર મધે જેણે સતસંગ લીધાજી—જેણે (૨)
ખત્રી સહદેવ એમ ઓચરે નહી બુડો બ્રહ્દ બાથોજી—(૨) સંત૦

---

## ભજન

અવસર તેરા પલ પલ જાવે, સુતે તુજ નીંદ કયું આવે;
તેરે શીર જમસા બેરી. ભજન બીન કોક ગતી તેરી—ટેક.
બડે બડે રાવણસેં રાજે, જ્યાં કે આગે નોબતાં બાજે,
જીત્યા સબ લોક દે ડંકા સોહી ખાલી કર ગયા. લંકા—અવ૦ ૧
પુષ્પકી સેજ પર સોભા, સલામી દ્રષ્ટ સોં જોતાં,
કંચનકી દેહકી કાંન્તી, જરી તન અગનીસે છાતી— અવ૦ ૨
કેતે ચક્રવતી જે ભુપા, મીલ ગયે ચેહમેં રૂપા;
અંતરમેં જંગલકા બાસા, છુટી હેય જેગતકી આસા—અવ૦ ૩
અષ્ટાંગકી યોગકુ સાધે, નાડીં તે આયું બલ વાધે;

અમર કર આપકે અંગા, હોહી કાલે કર દયા ભંગા—અવ૦ ૪
અમૃતકા પાન તું કરતા, વિમાને બેઠકે ફીરતા;
સુરપ કાલ લે ધાયા, તાહી તે જુઠી હે માયા—અવ૦ ૫
જેસા હે પાણી પરપોટા, ભરૂસા દેહકા ખોટા;
તાંહી તે વીલંબ ના કીજે, સાધુસંત રામરસ પીજે—અવ૦ ૬
મેરે તો રામસેં મીલના, જાહાં નાહીં કાલકી ફલના;
ઐસે મેં નિશ્ચે કરજાની, મીલે દેવા આપ ગુરૂ જ્ઞાની—અવ૦૭

---

## ભજન

મન વણઝારારે, અરથે તું આવ્યોરે જી,
આવીને શ્યોરે કીધો વેપાર;
ભજન તું ભુલ્યોરે, પ્રાણી ભગવંતનુરેજી,
તે તારો એળે ગયો અવતાર. મન૦ ટેક
મન સરીખોરે પદાર્થ પામ્યોરેજી,
પામ્યો કાંઈ સુંદર દેહડી સાર;
સુરીનર મુનીરે, જેને ઇચ્છે સદા રેજી,
તે તું પામ્યો આ અવતાર. મન૦ ૧
આરે સંસારમાં શ્યો સોદો કરલીયોરેજી;
વણઝીને ભર્યાં વિષના વહાણ,
ખેલણ-વારારે, પ્રાણી તેં ખોટા કર્યારેજી;
તે નાવ ઉતરશે પાર. મન૦ ૨
સતગુરૂ સંતરે, પ્રાણી તે સેવ્યા નહી રેજી,

ચાલ્યો ચાલ્યો અસુરાં ફેરી ચાલ;
માણુક મેલરિ, પ્રાણી પથરે પડ્યો રેજી,
તે તારો મુળ ગયો સુડી આર: મન૦ ૩
કરના હોય સો રે, આ પલ રરલીઓ રેજી;
તેમાં કાંઇ વીલંબ ન કરજે લગાર;
કહે રવી હાસરે હાવ મત ભુલજૈરેજી,
નહી કાં આથડશો વારંવાર: મન૦ ૪

---

## ભજન

જીન મુખસે સીયા રામ ન સુમર્યા, તીન મુખમેં તો ધુલ પડીરે.
ધીક તેરો જન્મ જીવન તેરો, ધીક હે ધીક ધીક મનુષકી દેહ ધરીરે;
જીવત તાત મુવે નહી તેરા, કયું જનમ્યો તું પાપ કરીરે. જીન૦ ૧
રામ નામ બીન રસના કેસી, કરો ઉનકી ટુકડા ટુકડીરે:
જીન નેન વ પ્રભુરૂપ ન નિરખ્યો, ઉન નેન નમે ધુળ ભરી. જીન૦ ૨
રતન પદારથ જનમ મનખો, આવત નહી સો ફેર ફારીરે;
અબ તેરો દાવ બન્યો હે મુરખ, કરના હોયસો લેને કરી. જીન૦ ૩
હાથ પસાર કીયો નહી સુકૃત, તીરથ ડગન ભરીરે:
ખીમ કહે તું ભુલો આપો, ખાલી તેરી ખેપ પડી. જીન૦ ૪

---

## ભજન.

તનભર સુખીઆ મેં કોઇ નવ દેખ્યાજી.
એસા જીરે દેખતાં નર દુઃખીઆ મેરે લાલ. ટેક.

પૃથ્વી બી દુઃખી અમર પણ દુઃખીયા હેજી.
પવન પાણીને ઘણેરાં દુઃખ હોય. તન૦
રાજાથી દુખી પ્રજા પણ દુખીઆં હેજી,
નર નારીને ઘણેરાં દુખ હોયા. તન૦
ચંદ્રથી દુખીઆ સુરજ પણ દુખીઆ હેજી;
નવ લખ તારાને ઘણેરાં દુખ હોયા. તન૦
જોગીથી દુખીઆ જંગમ પણ દુખીઆ હેજી,
સન્યાસીને ઘણેરાં દુખ હોયા. તન૦
બ્રહ્માથી દુખીઆ વિષ્ણુ પણ દુખીઆ હેજી,
શીવ શકતીને ઘણેરાં દુખ હોયા. તન૦
મછંદર પ્રતાપે જતી ગોરખ બોલીઆ હેજી,
એમ પરીબ્રહ્મને ભજે તે નર સુખીઆ તન૦

---

## ભજન

ગોળી ફોડી રે ગોળા ફોડી
જુઓ જસોદા ગોળી ફોડી. ટેક.
બના માના મારૂં માખણ ખાધું,
બાસ નો પીધી થોડી થોડી. જુ૦ ૧
ગાયની ગમાણમાં ગોવીંદ પેઠા,
વાછડીને બની છોડી. જુ૦ ૨
ગેડી ઉંચા શીકામાં બેસી,
તાણીને નાંખ્યું તોડી. જુ૦ ૩
નીશાની બધ બતાવું તમને,

આખ્યર તો કાળી કામળી ઓઢી    જુ૦ ૪
ત્રીકમ તમારો તોફાન કરે છે,
વ્યાસ વલ્લભ કહે કરજોડી.    જુ૦ ૫

---

## ભજન

પ્રભુપતિ કે છેરે ગોવિંદા મારી કોણ ગતિ,
માંજારી ભસ્યાં રે ઉગારો મારી વતી    (ટેક)
ધ્યાનાં સ્મરણ કરતી હતી પેલાદ આવ્યા પાસ;
અરધી રાતની આણું દીધી રામ તારો લીધો વિશ્વાસ;
અંત સમે આવ્યારે જુગના તમે જતી.    પ્રભુપતી૦
પ્રભાતે પેલાદ આવશે નીંભાડો ખોલશે નાથ,
સાચા ખોટાની શાખ પુરાશે અમે કરશું આતમ ઘાટ;
પ્રતીત તારી જાશેરે જુગમાં હાંસી થાશે.    પ્રભુપતી૦
કુંજ કારણ કુંભમાં પ્રગટ્યા રાખવા સતીની લાજ,
દાસીનાં દુખ હોયલાં જાણી આવો ગરીબનીવાજ;
દાસ ધીરો કહે છેરે જુગમાં રહેશે સેવા સતી.    પ્રભુપતી૦

---

## ભજન.

મેંતો જોયું નાભતપર જાગીરે, ઝાલરી ઝણુઝણુ લાગીરે;
રરીઆ કમલસે ઉપનો તેહ, રહે કમલમાં સનેશ રમે;
સુરતા કમલમાં સનેસ કરે, તેતો તરવેણીમાં આવી બોલેરે.    ઝા
રાવના ઘોડા શણગારીઆ, કરી લેગામ;    ૦
પ્રેમના પોશાક માંડીઆ, એતો ચડનારો ચતુર સુજાણ.    ઝા૦

સતના રૂએ ઉંરમાં લીધા, બહુ નામીએ મારયાં બાણુ;
વીસર કરતો માતરે વેદના ધણી મારી અગડામાં પ્રગટયા રવીભાણુ
પ્રેમના પટા લખાવીઆ, સુરતા કરો મારી શ્યામ;
દાસ જીવણ એમ બોલીયા, ગુરૂ હવે ઠીક બતાવ્યો ઠામ. ઝા૦

---

## ગીરધરનો ચાબખો.

હાલતાં હરીને ચાલતા હરી ઉઠતા હરી કે,
સુરતા લાગી તું સમરી લે (૨) તો તેની બોલાસે જે;
જ્યાં લગી આત્મા અંગમાં છે,
ત્યાં લગી હરી હરી તું કે. ટેક.
દ્રષ્ટ પદારથ સરવે ખોટું ને આત્મા તો અખંડ છે;
કડી પતંગને બ્રહ્મા લગણુ (૨) એને ચકરનો ભે. જ્યાં૦
લીધા સરખું નામ હરીનું લઇ શકે તો લે;
દીધા સરખું દાન છે અનનું દઇ શકે તો દે;
જુવાની પણ્યાં તમે જાણુતા નથી, ને સાચા તે વિના એ,
એક છે અંન બીજું હરીનુ ભજ;
તારી સાનમાં સમજી લે. જ્યા૦
એક દહાડો એવો આવશે દીવા વિના નગારાં વાગશે,
એક દીન પ્રાણી એવો પણ આવશે,
તારી સમશાન ધખશે મેહ. જ્યા૦
સંસારીયાના પ્રપંચ મેલીને સતગુરૂને ચરણેરે;
ગીરધરદાસ કહે હરી પ્રતાપે, એક સતગુરૂ સાચા છે.

---

# ભજન

આતમરામ ઘટ ઘટ રમે છે આતમરામ (ટેક)

ગુરૂ તખ્તપર આપ નીરંજન તકીએ દરસે તેજ;
અખંડ અભંગી આવે ને જાવે અવીનાશી પ્રગ;
ભરમગુફામાં ભેરજ વાગે તે સમજ ગુરૂ ગમ સાને;
મેહેરમ મોતી મારૂ આપેજ શબ્દ હે પવને પ્રગટે ભાણી:
જેમાં રાત દીવસ ન ભામે નહિ પુથ્વી અસમાન.
પવન પાણી નીગમ નહી જેમાં તેતો દીસે ઉનતુની ધ્યાન.
શબ્દ રણુકાર સાને સમજાયે અનાહદ તેજ અપાર.
જળહળ ઝળહળ જોત્યું પ્રગટહે નીરખો પુરૂષ દેદાર.
જે નર સતગુરૂ ચરણે પોચ્યા તેની મીટગઈ ચીરે ખાંસ.
દાસ ડુંગર કહે તે તો પ્રલય પામે નહી.
તેની અલખની ફરે આણુ.

---

# કબીર

ન ગુણી કાયા તેરા કયા ગુણ ગાતું મહેલ રચ્યો તેમાં રહેન પંછે ટેક
દહી દુધે શું પંડજ પાળ્યો તેને જઇને જંગલમાં બાળ્યો;
એ સીરે સુંદરે મલ્યા હે તેરી જલ જલ હો ગઇ ભસ્મકી ઢેરી. ૧
બાંધ ન પાપ સમારત વાધા તાસીર ચન ચેઇ મારે કાગા;
તેલ ફુલેલ લગાયત આગા સોતન જાલ્યા કાષ્ટકી સંગા. ૨
જ્યાં મુખ ચાવંત પાનકી બીડી તે મુખમાં તારે સંગ કોડી.
કહત કબીરાજ સમ મન મેરા એહી હવાલ હોયગા તેરા.

---

## અખઇયો.

સાધુ મેરા ભાઇરે પ્રેમની ભક્તિ લડીયે હાજી હાજી—ટેક૦
મનને મારીને મરદન કરીયે કાંઇ કરજણા ધરીયે;
શીલ સંતોક્ષ ધારણું ધરી સંતોના ચરણોમાં વસીએ—સા૦
આયુધ બાંધી ન થઇએ આકરા સધીરા સધીર ચલીએ,
દીલસામાંરે ડગલાં ભરી ભુપત શુરે મલીયે—સા૦
કુળક્ષેત્રમાંરે લડવા કેસરીયા કરીએ.
સીર માટે સદ્દગુરૂ ભજો તેનાં ધોખ ન ધરીએ—સા૦
સતની કમાન ચડાવીને, સીંગો મેલાજ કરીયે;
વાંભો ભરીને તીર ચોટીયે માહેલાને મરીયે—સા૦
ઘીના ઘડા અગની પર ધરીયે પ્રજળવા ન દઇએ.
પાંચ કળાને વસ કરી છુટે છુટે ફરીયે.
સ્વર્ગમાં સામૈયાં આવીયાં ત્યતે અવશાન કરીયે.
ભુતનાથ ચરણે ભણે અખઇયો તેજમાં તેજ મેલવીયે—સા૦

---

## ગોરખ.

અમસે કયા કરૂં મેરા ભાઈ મરઘલા ગયા ખેત સબ ખાઈ.
કેસર કસ્તુરી ખાતર ભીલાયા જળ જુમનાકા પાણી;
રામ લછમન ભરી ભરી લાવે સીચે સીતાબાઇ—અ૦
પાંચ મરઘલા ઓર પચીસ મરઘલી રહત હે સો વનમાંઇ;
ઈવન હે બેન અમારાં મરઘલા ચરચર ચરી ખાઈ અમ૦
ખેતરકા ધણી જબ આયા ખેતરમે અધવચ ઉભા ઓઉ
જાગુ તબ તો ભાગી જાવે સુતું તબ ચરી ખાઈ અબ૦

તલખ તરવારાં સમરણ ઢાલા ગ્યાન નમીન ચડાઇ,
તુરેત સુરતકા કરલે ભલકા મરથેકું મીર હકાઇ. અખ૦
આઠ કોટ ઔર દશ દરવાજા ઘેરી ગઢકી ખાઇ;
પાંચમે વાસ વસ ગઢ ભીંતર ઉસને લડાઇ લગાઇ;
સત ગુરૂ સાહેબ સન્મુખ રેવે ખેતર બીજમેજ ભાઇ;
ગુરૂ અભધુત ગોરખ બોલ્યા મેં ફેર વાઢ કરાઇ અખ૦

---

## ભજન

વરસે ગરની ભીંજાએ અસ્માના, સધ્રણી વાણીના ગુરૂજી;
( પુરા પરવાના ( ટેક )
રોપના કરપ મેરૂ ડેરના અંધર આસન પણ શીવજી થપાણા;
રામ નામનાં સાચાં કરીયાણાં વોરી લ્યો વસ્તુ પરખી લ્યો નાણુ;
નવા વેપારી છે જુનાં છેરે નાણાં, કીડી આંખમે હસ્તી સમાણાં.
સોહં સોહં ગુરૂએ બજાર બનાઇ સાહેરવાં એક બુંદ મેં સમાઇ;
મચ્છંદર પ્રતાપે જતી ગોરખ બોલ્યા સુનો ગુરૂજી શીસ નેતગપ્રણામ.

---

## ભજન

રમના જોગી આયા નગરમેં રમતાં જોગી આયા હોજી ટેક૦
હાડમાં છીંદ્ર વીના ચઇતન કેસે આયા. રમતા૦
કાચી માટકા કુંભજ બનીયા ને અમીરસે ભરીયેલ એંકા.
નવ દરવાજા જે પુરૂશે વશ કીધા તેના દશમે દરવાજે વાગ્યા ડંકા૦
ગગન મંડલમાં ગઉધેન વીયાણી તેનો ગોરસ વણુ દુધજ પીયાણી.

સુરગે શોધીને માખણ વીરલે ખાધું તેની છાએ જગત ભરમાયા ડ૦
ચાંચ વીનાના તે પંખી ચારો ચુગત હે શીયળ ઉનકી છાયા હોજી
મછંદર પ્રતાપે જતી ગોરખ બોલયા બોલયા સો નર પાય રમતા૦

## છોટમ.

જુઠડી માયાની મોહની મીઠી સ્વાદમાં એવી કોઇ નથી દીઠી
પર જોતામાં મીઠી લાગેને ભીતર માંહે અજીઠી
પલકી જતા એને વાર ન લાગેને જેવો છે રંગ મજીઠી જુઠડી૦
જ્ઞાનીને ધ્યાની ગુમાની કરાવે છે પોતાના પાસમાં અજીઠી
હેતે હુલાવે ફુલાવે લગાવે છે લગન ચડાવીને પીઠી જુઠડી૦
ચારેને પાસ ફેલાઇ રહી મધ્યમાંહી લીધુ જગ વીંટી;
મોહની રૂપની વાડી ખીલી, પણ માંહી છે આંબલી અજીઠી જુઠડી૦
શ્રી હરી બાપજી દાસ તમારો, હું છોટમ માયાના શીટી
દસે દીશાએ નીહાળું તો ભાસે છે

## જેઠીદાસ ભજન.

કાયા કોટ લીયો ગઢ ઘેરી બંદા કાયા કોટ લીયો ટેક૦
જ્ઞાન વેરાગકી ફોજા ચડીયાં જબ સત ગુરૂ શબ્દ શુનવા
નેજા રોપ્યા નીજ નામકા ત્યારે ચોરસ ડેરા દીયા—ગઢબંદા
સુરત સુરતકી નાળાં નોંધી પ્રેમ પલિતા દીયા
પાંચ ઉમરાય પચીશ પટરાણી ઉનકુ કપટ મંગાયા
પકડા શહેર હુદા સળગ્યા તેને પણ માંહે ન ખાયા—ગઢ૦

ત્રણ ઉમરાવોને મારીયા જાય સારા શેહેર ધ્રુજાય
જેડીદાસે જમકા ત્રાસ મીટાયા શમશેર સાથાતે દીયા—ગઢ૦

## ડુંગરીપરા ભજન.

કાચે ઘડે નીર કયું રહે કયું રેવે કાગળમાં પારારે (૮૬)
બગલા મોતીડાકું કયા કરે મોતી હંસ કેરા ચારારે.
વસ્તુ જોઇ જોઇ વોરીએ એથી અવગુણ ન હોયજી કાયા૦
દીપક વીનાના મંદીર કેસા કેસા ત્રાટીકુ તાળારે
ક્રીયા વીનાના જોગી કેસર જેસા સમુદર ખારારે કાયા૦
અંધા આરસીકુ કયા કરે કયા કરે મુરખ માળીરે
કાફર તસબીકુ કયા કરે તીનસે કોસ ઉજારારે
પુત્ર વીના કીસકી માવડી કે
દાસ ડુંગરપરી બોલીયા સબ જુગ સારા હે કાયા૦

## પીઠા ભજન.

હંસલાની વાટુ જોતી તારા વહાડની હંસલા૦
આરે કાયામાં ઉડણુ ઉડરેહાં વાતો કરે વેપારની
ચેતવણી તો કેની ન ચાલે કારી ચાલે કીરતારની હંસલા૦
ભવસાગરમાં રમવાને નીસર્યા હાં રમત રમો નીરધારની
સારા રમતો સાહેબ નીવાજે, છુંની બાજી રખે હારની હ
ધુતી ધુતી ધન ભેગુ કીંધુરે હાં,
માયાનો કોઇ પાર નહી પાર નહી;

સગુ કુટુંબ સહુ વીટીને બેઠુ,
આડુ ફરે કોઇનો ભાર નહી ———— હંસલા૦
જુવા તેમવી જોશ જોવરાવેરે હાં ઓસડતો કાંઇ પાય નહી.
પીઠો ભગત કહે સરવે પર પાંપણી હરી વીના ઓધાર નહી હં૦

---

## નથુરામ શરમા ભજન.

જુઠરિ કાયા શાણી જુઠુ ન બોલો વઢશે તારો ઘડનારો ( ટેક )
જુઠી કાયા જુઠી માયા જુઠા જુગ ભરમાયારે
અંતકાળે જાવું એકલુંરે મરમ કેને ન પાયારે જુઠી૦
આરે જગતમાં વહેલા વળશો આડી ભાવઠમાં ભરમા
સગાં કુટુંબની લાલચ લાગી તરીયાને બોલે બંધાણા જુઠી૦
અહીં પદારથ મોટું પામ્યા ભજન કરી લે ગુરૂ દેવાના,
દુધપુત્ર ઘર અંતધન લક્ષ્મી ફુળ છે તારે સેવાનાં જુઠી૦
આરે જુગમાં કંઇક નર થયા હાથી ઘોડાના ચડનારા
ઘટ ભીતર ગુણુ ગાવે નથુરામ અહીં નથી કોઇ રહેનારા જુઠી૦

---

## ભજન

તારી અકળી કળા નવ જાણીયેરે દાતા
અકળ કળા ન ઓળખાણી રેજી: ટેક૦
પરથમ તો પેદા કરીયાં, પવન જયારે પાણી હોજી,
બહુ નામી તારૂ બીજુ બીજે.
અનમે રમતો આણી મેરે૦ ૧
એક આંડા બીજો બોઅડો, એક દેવ દુજો દાણી હોજી,

એકને માથે ચમર બીંઝાજે, દુજો ભરે ઘર પાણી. મેરે૦ ૨

પ્રાગ્ગ્છોડ કારણુ દીજો, જરા મરણ નવ હોજી.

ઘડી પળમાં લંધા પરગણી, કહ્યુતાન રાણી કહાણી. મેરે૦ ૩

સુરતા રાખોતો એક શબ્દ સુનાવું વાણીરેજી;

હાથ દર જોડી લખમણ બોલ્યો,

અનુભવે રમતો આણી. મેરે૦ ૪

---

## ભજન

માયા તો મસ્તાનીરે મોટા જન મોટા મોટા;

લુટાયો એક પળમાંરે, વેરાગી જોગીઓ જોટા-ટેક.

જટા વધારીને થયોરે જોગી, રાખ ચોળીને ફરે રાન;

ભગવા વસ્ત્રને વાળે લંગોટા, પછી આરોગે સુરાપાન.

ગાંજો ભાંગ પીનેરે કાઢે ધુનીયોના ગોટા- માયા૦

નાહી ધોઈને બાવો શરીરને નીરખે, કરે મગન મસ્તાન,

આરતી વેળા જ્યારે માણસ આવે, તેની પહેલાં થાય ગુલતાન.

તાન તો લઈનેરે માંહે સરીયોરે. તાણે આડબંધ બાંધે કેશ;

દાંતો વીકાશીને જુએ દરપણમાં એ દેવી વેરાગીના વેશ,

ધેરો ઘર ભટકેરે લાજ હીણા લંગોટા. માયા૦

બાવો તો એકને બે ત્રણ બૈરાં બે ચાર પાંચક બાળ.

પ્રામારે સારૂ બાવો ધુણી ધકાવે, પછી લુટી કાઢે કપાળ;

પરાયા માલ ખાઈનેરે, વધારે ડબરીના પોટા- માયા૦

આરો વેચીને બાવો વ્યાજેરે આપે, બનાવે મેડીને મઠ,

જ્ઞાન પુછતા ગાળોરે ભાંડે, રંડી કરીને ઉઠાવત લઠ;

દુઝ્યાના પોટાણારે દુનીયામાં ક્રાડે ડોટા. માયા૦

અડસઠ તીરથ કરીતેરે આવ્યા, તોયે ન ગયો મનનો મેલ;

મંદીર બાંધીને માયારે રાખી, છોકરાં છોકરાં દોરાને વળી બેલ.

ખેતીવાડી કરનારે, હવાલ એતા થયા ખોસ્ત. માયા૦

## રાગ સોરઠ.

મેરે તો આજ સાચે રાચે હેરી,

સાચે સુદામા અતી સુખ પાયો, દરીદ્ર દુર કરી.

સાચે લોધીકકે હરી હાથ બંધાવે માર ખાધી તે ખરી શેરતો;

સાચ વીના પ્રભુ સ્વપ્નામેં ન આવે, મરો તપ તપસ્યા કરી;

મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, બલ જાઉં ગડી ગડીરે.

## રાગ સોરઠ.

કાહેકું દેહ ધરી, ભજન બીન કાહેકું

ગર્ભવાસકી ત્રાસ દેખાઇ, વાઇ પીડ બુરી.

લોક બચન કરી બાહેર આયો, અબ તુમ તુમ ભુલ પડી;

નોબત નગારા બાજે, બધત વધાઇ કુટુંબ સબ દેખ હરી;

મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, જનની ભાર મરી,

## રાગ સોરઠ.

રટતા કયું નહીરે હરી નામ, તેરે કોડી લગી નહી દામ;

નરદેહી સુર મનકુ દીની, બીન સુમરે વે કામ. રટતા૦ ૧

બાલપણે હસ ખેલ ગુમાયો, તરૂણ ભયે બસ કામ. રટતા૦ ૨
પાવ દીયા તો તીરથ કરને, હાથ દીઓ કર દાન. રટતા૦ ૩
નેન દીઆ તોયે દરશન, શ્રવણ દીઆ સુતજ્ઞાન, રટતા૦ ૪
દાંત દીઆ તેરે મુખકી શોભા, જીભ્યા દઇ ભજ રામ. રટતા૦ ૫
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, એ જીવનો વે કામ. રટતા૦ ૬

---

## રાગ સોરઠ.

જલ ભરન કેસે જાઉરે, યસોદા જલ ભરન કેસે જાઉ;
વટને ધાટે પાણી માગે, મારગમે કેસે પાઉં. યસોદા
આની કોર ગંગા આની કોર જમુના, બીચમે સરસ્વતીમેં નાઉ;
બંદ્રાબનમે રાસ રચ્યોહે, નૃત્ય કરત મન ભાવુ. યશોદા૦
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, હેતે હરી ગુણ ગાઉ, યશોદા૦

---

## રાગ સોરઠ.

કાન કાહેકું મારો મોકું દીકરી, કાંકરી કાંકરી કાંકરીરે. ટેક.
ગાયે બેસો તેરે અબી હોઇહે; આગે ન રહી ઘર બકરીરે.
પટ પીતાંબર કાના અબહી પહેરતાહે, આગે ન રહી કારી ધાબરીરે.
મેડી મહોલ તેરે અબ હોઇહે, આગે ન રહી ઘર છપરીરે;
મીરાં કહે પ્રભુ ગીરધર નાગરે, શરણે રાખો તો કર ચાકરીરે

---

## રાગ સોરઠ.

સાંવરો રંગ ભીનોરે સાંવરો રંગ ભીનો,
ચાંદનીમેં ઉભા બીહારી મહારાજ સાંવરો: ટેક.

કાથો ચુનો લવીંગ સોપારી, પાનમેં કછુ દીનો
હમારે સુખ અતી દુખ લાગે, કુબજાકું સુખ કીનો. સા૦
મેરે આગન રૂખ કદમકા, ત્યાં તલ ઉભો અતી ચીનો. સા૦
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, નેતનમે કછુ લીનો. સા૦

---

## રાગ સોરઠ.

સખી મેરા કાનુડો કાલજેકી કોરહે,
મોર મુકુટ પીતાંબર શોભે, કુંડલકી ઝકઝોલ;
સાસુ બુરી મેરી નણંદ હઠીલી, છોટા દેવર ચોર.
બનદ્રાબનકી કુંજ ગલીનમે, નાચત નંદ કીશોર, સખી૦
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, ચરણ કમલ ચીત ચોર. સખી૦

---

## રાગ સોરઠ.

કોઇકી બીરી બોલો મેંહડો મેરા લુંટે,
છોડ કનૈયા ઇંઢોણી હમારી, માટ મહીકી કાના મેરી તુટે.
છોડ કનૈયા ચીર હમારો, કોર જરીકી કાના મેરી છુટે;
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, લાગી લગ્ન કાના મેરી નવ છુટે

---

## રાગ સોરઠ.

જાન્યો મેં રાજકો વહેવાર,
ઓધવજી મેં જાન્યોહી રાજકો વહેવાર; ટેક.
આંબ કટાવો લીંબ લગાવો, બાવલકી કરો વાડ. ઓધવજી૦

ચોર વસાવો સાહુકાર દંડાવો, નીતી ધરમ રસ બાર. ઓધવજી૦
મેરા કહ્યા સત નહી જાણ્યો, કુબજાકે કીરતાર. ઓધવજી૦
મીરાં કહે પ્રભુ ગીરધર નાગરે અદ્‌ધ્ય દરબાર ઓધવજી૦

## રાગ સોરઠ.

કારે કારે સબસે બુરે, ઓધવ પ્યારે કારે કારે સબસે બુરે;
કારેકા બીસ્વાસ ન કીજે, અતીસે ભુલ પરે.
કાલી જાત કુજાત કહીજે, તાકે રંગ ઉજરે. ઓધવજી૦
શ્યામ રૂપ કીએ ભમરા, ફુલકી બાસ ભરે ઓધવજી૦
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, કારે સંગ બગરે. ઓધવજી૦

## રાગ સોરઠ.

માઇ તેરો કાન કોણ ગુણકારો, જબહી દેખું તબહી હારેહી ઠાડો;
ગોરો બાવો નંદ ગોરી જશોદા મૈયા, ગોરો બલિભદ્ર બંધુ તાહારે.
કારો કારો મતકર ગુવાલની, એ કારો સબ બ્રજકો ઉજીયારો. મા૦
જમુના તીરે તીરે ધેન ચરાવે, મધુર બનસી વંદ્રાવન વાલો. મા૦
મીરાં કહે પ્રભુ ગીરધર નાગરચરણકમલ મોહી લાગુત પ્યારો. મા૦

## રાગ કાનુડો.

આજ મેરો ભાઇ જાણું, સાધુ આગે પાવના; ટેક.
અંગ અંગ ફુલ ગયે, તનકી તપત ગયે. આજ૦ ૧
સતગુરૂ લાગે રામા, શબ્દ સોહામણા;
નીત્ય પ્રત્યે નેણા નીરખુ, આજ અતી મનમે હરખુ;

બાજતહે તાલ મૃદંગ મધુરસે ગાવણા. આજ૦ ૨
મોર મુગટ પીતાંબર શોશે, છબી દેખી મન મોહે;
મીરાંબાઈ હરખ નીરખ, આનંદ વધામણાં. આજ૦ ૩

## રાગ કાનુડો.

જો તુમ તોડો પ્રીય મે નહી તોડુ,
તોરી પ્રીત તોડી કૃષ્ણ કોણ સંગ જોડી; ટેક
તુમ ભયે દરવર, મેં ભઈ પંખીયાં,
તુમ ભયે સરોવર, મેં તેરી મછીયાં. જો તુમ૦ ૨
તુમ ભયે ગીરીવર, મેં ભઈ છાયા;
તુમ ભયે ચંદા, હમ ભયે ચકોરા. જો તુમ૦ ૨
તુમ ભયે મોતી પ્રભુ, હમ ભયે ધાગા;
તુમ ભયે સોના, હમ ભયે સ્વામા. જો તુમ૦ ૩
બાઇ મીરાં કહે, પ્રભુ બ્રજકે બાશી
તુમ મેરે ઠાકોર, મેં તેરી દાશી. જો તુમ૦ ૪

## રાગ પ્રભાત.

ભોલોનાથ દીગંબર, એ દુખ મેરા મેરારે. બોલો૦ ટેક.
શીતલ ચંદન બીલ પતરેલા, મસ્તક ગંગા ધરોરે. બોલો૦ ૧
અર્ધંગી ગોરી, પુત્ર ગજાનન, ચંદ્રકી રેખ ધરોરે. બોલો૦ ૨
શિવશંકરકે તીન નેત્રહે, અદભુત રૂપ ધરોરે. બોલો૦ ૩
આરાન માર સિંહાસન હેંઠ, શાંત સમાધી ધરોરે. બોલો૦ ૪
મીરાં કહે પ્રભુકો યશ ગાયત, શીવછકે પૈયાં પરોરે બોલો૦ ૫

---

## રાગ બીભાસ.

જશુમતી એક પુત્ર જાયો, રૂપ ગુણુ અધરો;
શ્રી ગોવીંદ પુરણુ ચંદ, તારણુ જુગ સધરો. ટેક.
મેરે શ્રવણુ અતક પડી, બાજત હે ઘુઘરો;
આધી રેન અંધકારી, બરસત હે વાંદરો. જશુમતી૦ ૧
શ્રી ગોકુળમાં બીક ભઇ, મીલત નહી ડમરો;
એક આવત વિદાય હોત, એક કરતઝઘરો. જશુમતી૦
પ્રાત સમે કહે મીરાં, ચલન ચલન શંક પગરો;
પુરણુ પ્યારો પ્રાણુ આધારો, જીવનનંદ નંદરો. જશુમતી૦ ૩

## રાગ–તિલંગો રેખતો.

જગતસોં કામ કયા તેરા, પ્રભુ ભજ મન તું મેરા;
સમજ લે બાત યહ સાચી, યાહી બીન ઔરસબ કાચી. ટેક.
લોકનકી પીતી સબ જુઠી, ઠાલી જયોં વાયુકી મુઠી;
યાતે કછુ બેર નહી લાગે, તીમીર રવી ઊગતે ભાગે. જગત ૧
મુરખ જગ બ્રહ્મ તેં ભુલે, દેખી ફુલ અપની ફુલે;
સબે યત આસકી બરસા, સોહી કૈસે મીટ્ટી તરષા. જગત. ૨
વીપયીકા નેહ સબ એેસા, પીવોના પાનીકા જેસા;
ઇનમેં કછુ હાથ નહી આવે, ભજન બીન જનમહી જાવે. જગત. ૩
હરી હરી ચીત્તમેં ધરીયે, જગતકી આસા કયા ધરીયે;
લીજે ગુરૂ જ્ઞાનીકા સરના, દેવા નહી હોય ફીર મરના. જગત. ૪

# મીરાંબાઇ.

## રાગ સોરઠ.

કાલોકી રેંન બીહારી માહારાજ કોણ મીલમાયો, ટેક

કાલ ગયા જ્યાં જાઓ બીહારી, આહી તોહી કોણ બુલાયો;

કોણકી દાસી કાજલ સાર્યાં, કોન તને રેન રમાયો. કાલે૦

કંસકી દાસી કાજલ સાર્યા, ઉન મોહી રંગ રમાયો. કાલે૦

મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, કપટી કપટ ચલાયો. કાલે૦

## રાગ—રેખતો.

પતંગી રંગ જ્યોં રાતા, તેરે જ્યા દિખતે જાતા;

બાદલકી છાયાં હે જઇ નતી, પલકમેં જાત હે બીતસી. ટેક

જલામલ કરતયોં જાતી, પતપર ઓસકા પતી;

જગતકી બાત સબ એસી, રેહે કોઇ અંત ના બેસી. પતંગી. ૧

રહ્યા નહી પ્રીથવીનુ રાજા, તજ્યા નીત લોકકી સાજા;

ચીરંજીવી રામ સમાનો, સોહી ભયો કાલકા ખાનો. પતંગી. ૨

નિરગુન દેહ ધર જોઇ, જગતમે અમર નહી કોઇ;

અમર સોહી પર બ્રહ્મ પાવે, જાતે ફિરી જન્મ નહી આવે;

સતસંગ સહાકી સેના અનેક અનેક અગ કાજકી દેની;

તિન તેં કર સતકી સેવા, મિલે તુજે પરીબ્રહ્મ દેવા. પતંગી. ૩

---

## રાગ—દેશી

જનમ તેરા જાતહેરે બંદે અજહું વુ કછુ ચેત,

ગયો બાપન યઉવન તેરા શિરતે ભયો હૈ સ્વેત. જનમ ટેક

રત્ન ચિંતામણી માનખોરે, ખોયો વિષય કે હેત;
અજહુ તોકું લાજ ન આવે, ફિર મિલેગા કુજેત. જનમ
જાતે બંધન ઉપજેરે, તમે ચિત કયુ દેત;
કહે દેવો શ્રી હરી સમરલે મનવચ કાય મમેત. જનમ.

## રાગ—ટપો

જીન ન કીઓ સતસંગ જનમ ધરી, જીવ ન કીઓ સતસંગરે;
તાકૂં દેવળ પશુ કરી માનો, જદપી મનુશકા અંગરે;
આહાર નીદ્ર ભય કરતે હૈ મૈથુન, લાગો વીષયસુ રંગરે;
વામે હજુ નહી ચેત્યો મુરખ, કાલ કરેગો ભંગરે:
કહા ભયો પાટ પીતાંબર પેરને, ચડવેકું હસ્તી તુરંગરે.
વામે બડાઇ કયા નર દેખી, ફુલ્યો રૂદય ઉમંગરે. જીન.
નીરમલ ચીત કરી કબહુન નાયો, સંત સ્વરૂપી ગંગરે:
કહે દેવો જન કર્યું કરી પાવે પુરન પદ અભંગરે. જીન.

## રામદે પીરનો વીવાહ.

વીરા તમારે વીવાએ આવ્યાજી, મને વડી મુરતે તેડાઇ અજમલરા;
પર ઉપકારી પરજાના પાળમ હેજી, દ્વારકા નગરથી ધણી પધાર્યાજી
પોઢ્યા પોઢણ માંહિરે બાવા; અજમલ ઘરડે હુઇ વધાઇજી,
તો પીંગલગઢ પરણાઇરે બાવા. વીરા. ૧
રાત સુતીમેં સ્વપ્નું લીધુંજી, અને લીધુ તે સમરથ નારરે બાવા.
વીરાજીતો વીવા રચીયોજી, વીર મુંરત તેડવાઇરે બાવા વીરા. ૨
હું ઉઠી મને આણા આવ્યાજી, અને આવ્યા તે સમરથ સાઇરે બાવા
ઉઝરંગમાં મને ઉમંગ ઘણેરોજી, તો હરખી વાત સુણાઇરે બાવા: ૩
સાસુ વારે સસરો વારેજી, વારે લોક લોકાઇરે બાવા.

કહે સાસરો તમે સાંભળ વહુવર રાણીજી,
તુમ એવે સુકન મત જાઓયે બાવા. વીરા. ૪
કડો રણુસીંહ પીતા અસસીંહજી, એની પરીયું છે ગીશાઈરે બાવા.
    સવાલાખની દેગ ચડાતું.
    સવાલાખનું છત્ર ચડે. ચ૦ પી૦
    આદ ગુજારો સેવક તમારે,
    હુન્ત ધણી મેં નવ કીયા. ચ૦ પી૦
ડાબાજમણા તીતર બોલેજી, અને બોલે બીલ બીલવાઈ બાબા. ૬
હરીયા બાગમાં કોયલ બોલેજી,
તોયરે શુકન શયાં સવાઈરે બાવા. વીરા. ૭
પાટણથી પરવરી ચાલીયાંજી, અને દીધાં તે રથ ખેડાઈરે બાવા.
અક પલયમાં પોકણુ પોતાજી,
તો દીયો મારે વીરને વધાઈરે બાવા. વીરા. ૮
ફુલ મજુસનાં કાઢયા વાધાજી, અને આરતીયું ઉતરાઈરે બાવા,
પીઢ પાયક પીર રામદે બોલ્યાંજી;
તો મારી યુગણા બેન ભલે આઈરે બાવા. વીરા. ૯
પોકણથી પરવરી ચાલીયાંજી, અને દીધાં તે રથ ખેડાઈરે બાવા.
એક પલકમાં પીંગલ પાતાજી;
તો મીલીયાં વીર વધાઈરે બાવા. વીરા. ૧૦
માંધલડો મેં જાણ્યો નોતોજી તો મોત કેડેથી આઈરે બાવા.
તુટયું સાંધે ગરજી વારેજી, તે સમરે નહી ધર ભાઈરે બાવા વીરા. ૧૧
ચોથો આંટો ચોરીએ ફરતાંજી, અને બેનીએ રાગ સંભળાઈરે બાવા.
પીંઢ પાએક પીર રામદે બોલ્યાજી,

તો મારે ઘોડલે જીન ઠરાઇરે બાવા. વીરા. ૧૨
સોઢા ઉભી અરજ દાખવેજી, પીર સુનો અમરા કાંઇરે બાવા;
પીંઢ પાએક પીર રામદે બોલ્યાજી;
તો મારે ઘરે છેક સુધાઇરે બાવા- વીરા. ૧૩
પાંગવથી પંદવરી ચાલીયાંજી, અને દાધો તે રથ ખુડાઇરે બાવા.
એક પલકમાં પોકણુ પોતાજી;
અને દીયે મારી બેનને વધાઇરે બાવા. વીરા. ૧૪
વીર યજી વેરતીયા આવ્યાજી, અને આવ્યા તે સમરથ સાઇરે બાવા.
કંકુ કેશરના તીલક બીરાજેજી;
અને ચોખલીવા ચોપાઇરે બાવા. વીરા. ૧૫
લાખુ અવૈ લક્ષ્મી અવૈજી,
અને આત્ર લોક લોકાઇરે બાવા;
પીંડ ૫ એક પીર રામદે બોલ્યાજી;
તો મારા સુગણા બેસકે મન આઇરે બાવા. વીરા. ૧૬
છનાછન નોબત બાજેજી,
અને સહેલીઓ મંગલ ગાઇરે બાવા;
પીઢ પાએક પીર રામદે બોલ્યાજી,
તો મારી સુગણા બેન બલે આઇરે બાવા. વીરા. ૧૭
સ્વપ્નામાં મેં હીરલો લીધોજી,
અને માણેક મેલું થાવરે બાવા;
ખોટો હીરો મને ખરો કરી દયોજી,
તો મારા રામરે સરખા ભાઇરે બાવા. વીરા. ૧૮
અને તેના બાઇ સ્યાપગ સાચાજી,

એ સ્વપને સર્વ ગત જાયરે બાવા;
એ સ્વપનો તે જુઠ્ઠો લીખોજી,
એ કેમ સાચો હોઇ જાયરે બાવા; વીરા. ૧૯
મોરે રામદે કેદેબાઇજી,
અને આયા મંદીરે માઇરે બાવા.
મામા મામા કરી મળ્યાં ભાણેજજી,
તો મામા કડે ગઇ મોરી માઇરે બાવા. વીરા. ૨૦
અમર પાઘડી વિરાંત મારાજી,
અને અવચળ રાજ કરાઇદે; બાવા
રાએ આંગણે રમે બાલકોજી;
તો ખેત બાર ખોલવારે બાવા. વીરા. ૨૧
પિંગલ ઉચરંગ પોકલ ઉછરંગજી,
અને ઉછરંગ પાટણ માંઇરે બાવા;
હર ચરણે મટી હરજી બોલ્યાંજી,
તો દીઆ આશીષ મીરાંબાઇરે. વીરા. ૨૨

## સાવળ.

ચડો ચડો અજમલરા રામા, એક વાર ઘોડલે જીન ધરો;
પીરજી દુવારકા રોકાઇ રહ્યા, રામો દુવારકા રોકાઇ રહ્યા.
તારા મારવાડ દેશમાં વખો પડયોરેજી—ટેક
ગડ દીલીથી ચડયે, બાદશાહ,
ગામ રણુંગા ઘેર લીગો ચડો ચડો પીરજી.
કુણ કુવરારી ભોમ બણીને;
કુંણ કુંવાસરી આણું ફરે. ચડો ચડો પીરજી.

અજમલજીની ભોમ ભણીને;
રામા કુંવરની આણ ફરે. ચ૦ પી૦
લીલુડા નેજા તેડિ દિયા,
ગળાઅેલ નેજા શેષ દીયા. ચ૦ પી૦
ગામ રનુજામાં ગાય વેલીયું,
લાલ દેવરા રંગ ચડે. ચ૦ પી૦
માતા મીણુલદે રૂદન કરે છે,
તારા મોદીખાના બંધ હુયા. ચ૦ પી૦
કોરા કોરા કાગળ લખે ભાટી હરજી,
વંચ્યા પંડીતની શાઉ પડે, ચ૦ પી૦
દુવારકાથી પીર રામદે ચડીયા,
ચંપો પુંપો વારે ચડીયા. ચ૦ પી૦
ગઢ ગીરનારથી ગોરખનાથ ચડીયા,
ચોરાશી સીધ એની વારે ચડીયા. ચ૦ પી૦
મેવાડથી મલીનાથ ચડીયા.
બાવન વીર એની વારે ચડયા. ચ૦ પી૦
આબુગઢથી કુંભારાણો ચડીયા,
ચોસઠ જોગણી એને વારે ચડયા. ચ૦ પી૦
એમ ગેખરી ચાલે જંજાળું,
બાદશાહના તંબુડા તોડ દીયા. ચ૦ પી૦
હેઠ બાદશા ઉપર ઢોલીયો,
તે પર હંસલો રમણુ કરે, ચ૦ પી૦
ઉભી ઉણી હુંરા અરજ કરે છે,

હીંદવા બાદશાહને છોડી દીયો. ચ૦ પી૦

દલી શહેરમાં દેવળ ચણાતું

ઘેર શ્રુધર રામના જાપ જપે. ચ૦ પી૦

સવાલાખની દેગ ચડતું,

સવાલાખનું છત્ર ચડે. ચ૦ પી૦

આદ ગુજારો સેવક તમારે,

દુજા ધણી મેં નવ કીયા. મ૦ પી૦

હરી ચરણે ભાથી બોલ્યા,

સદાય ધણી મારી સંગે રમ્યા. ચ૦ પી૦

## આરતી પ્રસાદી.

ગુરૂજી મારા પુરણામાં પ્રસાદી;

એવા આજને અવીનાશીરિ સંત પધારીયા.

તમ પરવારીરિ એલક પધારીયા,

ગુરૂજી મારા પ્રેમના પાટ ઢગાવું.

રૂડે નવ લખીએ નવરાવુંરે. સંત૦

ગુરૂજી મારા ધુપ ધ્યાન આરતી ઉતારૂં;

રૂડે મોતીડે વધાવુંરે. સંત૦

ગુરૂજી માલા જે ધર સંતજ બોલે;

તે તો અમરાપરને તોલેરે. સંત૦

ગુરૂજી મારા કરજોડી રહીએ સામા,

હરીને ચરણે ગંગારામારે. સંત૦

## દશાવતારની. આરતી

ધાહની ધનવંતો કીધો, વેગ કરી ચક્રવો લીધો,

જળમાં મારી તોરીંગ પરણ્યા, જે જે કાર બોલાવ્યોરે;
ઉતારો આરતી શ્રી કૃશ્ન ઘેર આવ્યા.
હરખને હુલામણે સામળીઓ ઘેર આવ્યા.
ઝીણે ઝીણે ચોખલીઓને, મોતીડે વધાવ્યારે;
ઉતારો આરતી શ્રી કૃષ્ન ઘેર આવ્યા. ટેક
કાલાને કોબરડા કીધા, વાદીના મનવંના લીધા;
વામનજીનું રૂપ ધરીને બળરાજા બોલાવ્યારે. ઉતારો ૨
નરસંગ રૂપે નોર વધાર્યા આપે તો હરણાકંસ માર્યો;
પ્રલ્હાદ પોતાનો જાણી, અગ્નીમાં ઉગાર્યોરે. ઉતારો ૩
દાદુર રૂપે દૈત્ય સીહાર્યો, ભકત જનના ટાળ્યા;
હુમનદાસી ચર્ણમાં રાખી, નામે વૈકુંઠે પામ્યારે. ઉતારો ૪
ફરસુ રામે ફરસી ફેરી, સહસ્ત્રા અર્જુન હાથે માયા,
કામધેનની વહાર કીધી, જમદેવને ઉગાર્યારે;
કોરવ રૂપે કરણી કાથી સઘળી પૃથ્વી જીતી લીધી,
નાગ નેતરે મથન કરીને, ચારે રતન લાવ્યારે. ઉતારો ૬
સાતમે તો સાંન કીધી, સમુદ્ર ઉપર પાગ બાંધી;
સાત સોનાની લંકા બાળી, દસ માથાળો રાવણ માર્યો;
વીભીક્ષણને રાજ સોંપ્યું, સીતા પાછી લાવ્યારે, ઉતારો ૭
આઠમે તો આળ કીધી, સોનાગેડી કાંધ લીધી;
પાતાળ જઇને નાથ નાથ્યો, નાગણીઓને દરશન દીધાં;
નાગને તો દમન કરીને કમળ ભારો લાવ્યારે. ઉતારો ૮
નવમે તો બુધાધ્યાંન ધરીને, અજપાના જાપ જપીને;
રણુકારમાં રશીયા થઇને, સોય ભકતને તાર્યારે. ઉતારો ૯

દશમે તો દયા કીધી, નામ નકલંકી રૂપ ધરીને;
જગત છતી આવ્યારે, એમ નરસી મેહેતે ગાયારે,
ઉતારો આરતી શ્રી કૃષ્ણ ઘેર આવ્યા માતા જશોદા |કુંવર
કાન ઘેર આવ્યા.
હરખને હુલામણે સામણીઓ ઘેર આવ્યા,
ઝીણે ઝીણે ચોખલીએને મોતીડે વધાવ્યારે;
ઉતારો આરતી શ્રી કૃષ્ણ ઘેર આવ્યા. ૧૦

---

## દેવો.

## રાગ—રેખતો.

અવસર તેરો પલ પલ જાવે, સુતે તુજે નીંદ ક્યો આવે;
તેરે શીર જમસા વેરી. ભજન બીન કોન ગત તેરી. ટેક
બડે બડે રાવણસેં રાજે, જ્યાકે આગે નોબત બાજે;
જીત્યા સબ લોક દેડંકા, સોહી ખાલી કર ગયા લંકા,
પુષ્પકી સેજપર સોતા, સલાંમી દ્રષ્ટસો જોતા;
કંચનસી દેહકી કાંતી, જરી તન અસ્તીસે છાતી.
કેતે ચક્રવતી જે ભુપા, મીલી ગયે ચેહમે રૂપા;
અંતેહે જગલકા બાસા, જુડી આ જગતકી આસા. અવસર. ૩
અષ્ટાંગહીં યોગકો સાધે, તાહીતેં આયુબલ વાધે;
અમર કરે આપકે અંગા, સોહીકાલે કર દીયા ભંગા. અવસર ૪
અગ્નિતકે પાનકે ફરતા, ચીમાને બેઠકે ફીરતા;
સુરપતી કાલ લે ધાયા તાહીતેં જુઠી હે માયા. અવસર. ૫
જેસેં હે પાણી પરપોટા, ભરોંસા દેહકા ખોટા;

તાર્કીતેં વીલંબ ના કીજે, સાધુ સંગરામ રસ પીજે. અવસર ૬
મેરેતો રામસેં મીલના, જ્યાં નહીં કાલની કલના,
એસેમે નીસંકર જાંની, મીલે દેવા આયા ગુરૂ ગયાની. અવસર ૭

## રાગ–રેખતો

તું કયાં સુખ દેખી લોભાનો, યહીજમ સ્વપ્ન કરી જાનો;
ઇંદ્રીય બસ કરત સુર કીડ, સોહી પશું જાનીયેં લીલા, ટેક.
નીંદ્રી એક દુસરે આહારા મૈથુન ભૈય સમજલે સારા;
સકલ એ જીવકાં સરખા, તું કર નીજ તત્વકી પરખા તું કયા ૧
શ્રૃગજલ દેખવેતાહી, પાન કછુ કરતા હઇ નાંહી;
બીજુ જયોં કરત પ્રકાશા, છીનકમે હોત હૈ નાશા. તું કયા ૨
યહી બીધી જાનલે માયા સ્થીર નહી બાદલકી છાયા.
ચલાચલી કરત પંથ જાતા બટાઉ જેસા તરાહૈ નાતા. તું કાયા ૩
સતગુરૂ બોત સમજાયા; તેરા તુજે રૂપ દરસાયા;
જથારથ બોત સમજાયા તેરા તુજે રૂપ દરસાયા;
જથારથ બાત કહી તેરે દેવા ગુરૂ હરતું ભય મેરે. તું કયા ૪

## રાગ—રેખતો

મતી અભીમાન કર બરે હરી ભજ રેંન દીન સારે;
કાલકે બાણુ શીર તેરે, તીતકા બાજબ્યું હેરે. ટેક.
જીવ જીન લોકહાં જાવે, કાલ તીન પીછીહાં આવે;
હરીબીન જંત દુઃખ પાવે, તીનંહી કો કોન છોડાવે. મતી ૧
તેરેપર એક ભય ભરી, અકલગતી કાલકી ન્યારી;
ચેત અબ દાવ હે તેરા, ફીરિ નહી જગતમેં ફેરા. મતી ૨
પ્રભુજીકા રટન કર મનમેં, જનુનીકે ઉદર નહી જાસમે;

મારે ભવ કાલડી ફાંસી, મીલે તુજે આપ અવીનાસી. મતી ૩
પ્રભુજીકા ભજન જે કરહી. સોહા જગ જાલ તે તરહીં;
દેવાતીન ત્વહીં ચીના જનકી હરી નામ જપલીના, મતી ૪

## ભજન.

ગવ તો લાગેલ ડુંગરમાં, કહોતે ઓધવજી હવે કેમ કરીએ
કેમ તે કરીએ અમે કેમ કરીએ દવતો લાગેલ૦
હાલવા જઇએ તો વાલા હાલી ન શકીએ
બેસી રહીએ તો અમે બળી મરીએ. દવનો લાગેલ૦
આરે વરતીએ નથી ઠેકાણું રે વાલા એરી૦
પર ધરતીની પાંખે અમે ફરીએ. દવતો લાગેલ૦
સંસાર સાગર મહાજળ ભરીઓ વાલા એરી૦
બાંહ્ય ઝાલો નીકર બુડી મરીએ. દવતો લાગેલ૦
બાઇ મીરાં કહે છે પ્રભુ ગીરધર નાગર. એરી૦
ગુરૂજી તારે તો અમે તરીએ. દવતો લાગેલ૦

## ભજન.

હરે પોતાના સતધરમને કાજ, અસલ નરને તમો ઓળખો હોજી;
પુરૂષ કયાંન બંધાણુ, જેણે કાળને મારીઓ હોજી હોદ.
નળ રાજાને સતી દમયંતી રે હોજી ચાલ્યા વનડા મોઝાર,
અનને કારણ રાણુ રડવડીઓ હોજી, પોતાના સત ધરમને રાજ. અ.
હરસન રાજાને સતી તારી રાણી હોજી, કેડે કુંવર રોહીદાસ.
ખડનો પુળો જેણે શીરપર ધરીઓ હોજી,
પોતાના સત ધરમને કાજ. અ.
ગોપીચંદ રાજાને ભરથરી હોજી, છોડયાં કાંઇ સીંહાસનના રાજ;

ઘેર ઘેર ભીક્ષા આદરી રેહોજી, પોતાના સત ધરમને કાજ. અ.
સગાલશા શેઠને ચંગાવંતી હોજી, નીમ ધરી નર નરે ત';
ચેલઈઓ ખાંડણે ખાંડયો રે હોજી. નેણુમાં નાંખેલ કોઈ નીર. અ.
આવો અગયાગતને ઓળખો હોજી, એતો ચંગાવતીના કામ;
સત ચાલોને ધરમ આદરો હોજી, મા કરો પારકી આશ;
ગુરૂ સરવણુ સામ બોલીયા હોજી, એતો ગત ગંગાનો દાસ. અ.

## રાખ ધુન.

ક્યસે આવો હો લાલ તેરી બ્રજ નગરી ગોકુલ નગરી. ટેક.
ઇત ગોકુલ ઉત્તમ મથુરાનગરી, બીચ બહે જમુના ધદીરી. કયસે૦ ૧
ગાંવ ધરો મેરી પાયલ બીજે, કુદીપરે બદી જાઉ સગરી. કયસે૦ ૨
મે દધી બેચન જાત બંદ્રાબન મારગમેં મોહન ઝગરી. ક્યસે૦ ૩
બરજો જસોદા મૈયા અપને લાલકો, છીનીલીયે મેરી નથ ચુનરી ૪
રહુ રહુ ગ્વાલીની જુઠ ન બોલો, કાન્હ અકેલ તુમ સગરી કયસે૦૫
હમરો કન્હઇયા પાંચ બરસકો, તુમ ગ્વાલીની અલમસ્ત બેઇ. ક્યસે૦ ૬
જાય પુકારો કંસ રાજાસે. ન્યાય નહીં મથુરાનગરીઃ કયસે૦ ૭
બંદ્રાબનકી કુંજ ગલીનમેં હેટ પકરરાંધે ઝગરી. ક્યસે૦ ૮
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, સાધુ સંગ કરી હમ સુધરી. કયસે૦૯

**સમાપ્ત.**